

તિલાવતના ક્રમ પ્રમાણે

# આસાન લુગાતુલ કુર્આન

[કુર્આન શરીફનો સરળ શબ્દકોશ]

## LUGHATUL QURAN (Gujrati)


લેખક

હઝરત મૌલાના

અબ્દુલકરીમ પારેખ સાહબ મદઝિલ્લહુલઆલી

Compiled by:

Hazrat Maulana Abdul Karim Parekh Sahab

અનુવાદકો

અબ્દુલકાદિર ફાતીવાલા

અને

હાફિઝ કારી મૌલવી

મુહમ્મદ યૂનુસ મુનશી ફલાહી



તિલાવતના ક્રમ પ્રમાણે

# આસાન લુગાતુલ કુર્આન

[કુર્આન શરીફનો સરળ શબ્દકોશ]


લેખક

હઝરત મૌલાના

અબ્દુલકરીમ પારેખ સાહબ

મદઝિલ્લહુલઆલી

અનુવાદકો

અબ્દુલકાદિર ફાતીવાલા

અને

હાફિઝ કારી મૌલવી

મુહમ્મદ યૂનુસ મુનશી ફલાહી


Maktab-e-Ashraf

પ્રકાશક

'દારુલ કલમ'
મૌલાના સૈયદ મુહમ્મદ શોએબ મઝાહિરી
નવી મસ્જિદ શોપિંગ સેન્ટર,
દુકાન નં.૪, ચાર રસ્તા,
મુ.પો. વાપી (જી.આઈ.ડી.સી.) ૩૯૬ ૧૯૧

પ્રકાશન વર્ષ

હિજરીસન ૧૪૨૨
ઈસ્વીસન ૨૦૦૧

કંપોઝર્સ

મુહમ્મદમાસૂમ ફાતીવાલા
અબ્દુલમાજીદ બલીયા

પ્રિન્ટર્સ

Maktab-e-Ashraf



اِنَّ هٰذَا الْقُرْاٰنَ يَهْدِىْ لِلَّتِىْ هِىَ اَقْوَمُ
وَيُبَشِّرُ الْمُؤْمِنِيْنَ الَّذِيْنَ يَعْمَلُوْنَ
الصّٰلِحٰتِ اَنَّ لَهُمْ اَجْرًا كَبِيْرًا

(۱۷ سورة بنى اسرائيل اٰيت ۹)

બેશક આ કુર્આન હિદાયત પર ચાલવાનો તે રસ્તો બતાવે છે,

જે બધા રસ્તાઓમાં સીધો રસ્તો છે.

જે ઘણો બંદોબસ્તથી ભરપૂર હિફાઝતવાળો રસ્તો છે.

અને આ કુર્આન, ઈમાનવાળાઓને બશારત (ખૂશખબર)વાળો હુકમ સંભળાવે છે.

ઈમાનવાળાઓ નેક અમલ કરતા રહો તો તેનું અનેક ઘણું મહેનતાણું અને મર્તબો તમને મળીને રહેશે.

[17 : સૂરહ 'બની ઈસરાઈલ' : 9]



Maktab-e-Ashraf



كِتَابٌ اَنْزَلْنٰهُ اِلَيْكَ مُبٰرَكٌ لِّيَدَّبَّرُوْٓا اٰيٰتِهٖ وَلِيَتَذَكَّرَ اُولُوا الْاَلْبَابِ

આ (કુર્આન) એક બરકતવાળી કિતાબ છે,
જેનું અવતરણ અમે આપની ઉપર કર્યું, એ માટે કે
માનવ માત્ર તેની આયતોમાં વિચાર કરે, તથા
બુધ્ધિશાળીઓ તે દ્વારા બોધ ગ્રહણ કરે.

[38 : સૂરહ 'સાદ' : 29]



Maktab-e-Ashraf

# અર્પણ



સરવરે આલમ,

ખાતિમુન્નબિય્યિન,

સાહિબે કુર્આન,

હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સેવામાં

હદીયએ સલામ વ તશક્કુર રૂપે,

જેમના ઝરિયાથી

આલમે ઈન્સાનિયતને

માલિકે કાએનાત દ્વારા

હિદાયત ફરમાવવામાં આવી.

Maktab-e-Ashraf

# અનુક્રમણિકા



## વિભાગ પહેલો

### કેટલીક આંકડાકીય રસિક માહિતી



## વિભાગ બીજો

### અરબી ભાષાના પ્રાથમિક વ્યાકરણના નવ પાઠો



Maktab-e-Ashraf

## વિભાગ ત્રીજો

**વ્યાકરણમાં આપેલા સ્વાધ્યાયોના જવાબો**



## વિભાગ ચોથો

**આસાન લુગાતુલ કુર્આન**



Maktab-e-Ashraf



وَ لَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ

અને ખરેખર અમે કુર્આનને
બોધ લેવા માટે
આસાન કરી દીધું !

[54 : સૂરહ 'કમર' : 17]



Maktab-e-Ashraf

ઈસ્લામી જગતના વિખ્યાત વિચારક અને ચિંતક
હઝરત મૌલાના સૈયદ અબુલ હસન અલી નદવી સાહબ
(રહમતુલ્લાહિ અલયહ)નો અનમોલ

# આમુખ

## બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ

### અલ્હમ્દુલિલ્લાહિ વસ્સલામુ અલા ઈબાદિહિલ્લઝી નસ્તફા.

સર્વ પ્રશંસાઓ અલ્લાહના માટે છે. સલામતી હો તેની પોતાના તે બંદાઓ પર જેમનાં કામોને અલ્લાહે પસંદ ફરમાવ્યા.

પવિત્ર કુર્આન આખરી આસમાની કિતાબ અને માનવજાતિનાં નામે અલ્લાહનો અંતિમ સંદેશ છે. આ દૃષ્ટિકોણથી કયામત સુધી આવનારી ઈન્સાની નસલોંની આખિરતવાળી ખુશકિસ્મતી અને મુક્તિ તથા આ દુનિયાની કામિયાબી એનાથી જ સંબંધ ધરાવે છે. જો બીજા શબ્દોમાં કહેવામાં આવે તો સમસ્ત માનવજાતિની દીની (ધર્મ સંબંધિ) અને દુનિયાની સફળતા તથા પૂરી માનવતાનું ભાગ્ય આ જ મહાન ગ્રંથ સાથે સંબંધિત છે. એટલા જ માટે એની વ્યાખ્યા તથા સ્પષ્ટીકરણ, એના અર્થ તથા આશયને ખૂબી પૂર્વક સમજવા અને સમજાવવા તથા એના ચિરકાલીન તેમજ હંમેશા કાયમ રહેનારા પૈગામની તરફ લોકોને બોલાવવા અને લોકોમાં એનો પ્રચાર તથા પ્રસાર કરવો એક સ્થાયી આવશ્યકતા છે.

ઘણાં ભાગ્યશાળી છે તે લોકો જેમનાથી પવિત્ર કુર્આનનું કોઈ સેવા કાર્ય લેવામાં આવે અને એ ખિદમતને દુનિયામાં પણ સર્વમાન્યતા પ્રાપ્ત થઈ જાય, તથા પવિત્ર કુર્આનના પઢનારાઓને એનાથી ફાયદો મળે અને દિવ્ય ગ્રંથને સમજવામાં તેમને કોઈ મુશ્કેલી ન થાય.

પવિત્ર કુર્આનની નિતાંત સેવા કરનારાઓમાં એક નામ પ્રિય અલહાજ મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબનું પણ છે, જેમને લોકો તેમની દીર્ઘકાલીન સેવાના કારણે ઈસ્લામના નિષ્ઠાવાન પ્રચારક તથા

Maktab-e-Ashraf

કુર્આનના આવાહકના રૂપમાં ઘણાં લાંબા સમયથી જાણે છે અને તેમની તકરીરો (પ્રવચનો)થી લાભ ઉઠાવે છે. ભારત જેવા વિશાળ દેશમાં મુહતરમ મૌલાના પારેખ સાહબના 'દર્સે કુર્આન' (કુર્આનના પાઠો) એ મુસ્લિમ નવજવાનો તથા આજના શિક્ષિત યુવા દેશબંધુ વર્ગને ઘણા પ્રભાવિત કર્યા છે. અને તેમનામાં દીન (ઈસ્લામ)નો શોખ તથા કુર્આનનું આકર્ષણ પૈદા કરી દીધું છે. મુહતરમ મૌલાના પોતાના વ્યવસાય તથા કારોબારની જવાબદારીઓ સંભાળવા ઉપરાંત આજે પણ આ દીની ખિદમત અંજામ આપી રહ્યા છે.

તેમની કિતાબ "લુગાતુલ કુર્આન" (કુર્આનનો શબ્દકોશ) એ સિલસિલાની એક કડી છે જેની રચના તેમણે કુર્આનને નાના-મોટા સર્વ કક્ષાના લોકો સુધી પહોંચાડવા માટે અને એનાથી મળતા લાભને સહજ સુલભ બનાવવા માટે કરી હતી.

એની સર્વમાન્યતા તથા લોકપ્રિયતાનું અનુમાન એનાથી પણ થાય છે કે ૧૫-૨૦ (પંદર-વીસ) વરસના સમયગાળામાં એના લગભગ એક ડઝન એડીશન (સંસ્કરણ) મોટી સંખ્યામાં ખપી ગયા. તેમણે કુર્આનના પ્રમાણિત તથા સનદ પ્રાપ્ત ઉર્દૂ અનુવાદોને સામે રાખીને દરેક પારહ (ખંડ)ના કઠિન શબ્દોના અર્થ પ્રસંગ અનુરૂપ કર્યા છે. ક્રિયાપદોની સામે તેના મૂળ ધાતુ પણ લખી દીધાં છે. અંગ્રેજીના જાણકારોની સહૂલતના માટે કયાંક કયાંક શબ્દોના અંગ્રેજી અર્થ પણ બતાવવામાં આવ્યા છે. કિતાબની શરૂઆતમાં જરૂરત પ્રમાણે વ્યાકરણ (GRAMMAR) પણ સામેલ છે.

આ રીતે આ કિતાબ પવિત્ર કુર્આનની માર્ગદર્શક તથા GUIDE BOOK (ગાઈડ બુક) બની ગઈ છે. અહીં આ ખુલાસો કરવો જરૂરી છે કે સમયના અભાવે કિતાબ પર સરસરી (ઊડતી) નિગાહ નાંખવાનો જ મને મોકો મળી શકયો છે.

અલ્લાહ તઆલા કિતાબના લેખકને આ નેક કામનો ઉત્તમ બદલો આપે તથા કિતાબના લાભાર્થે તેની લોકપ્રિયતામાં હજુ વધારે વૃદ્ધિ કરે. આમીન !

**(હઝરત મૌલાના) સૈયદ અબુલ હસન અલી નદવી**

Maktab-e-Ashraf

# લેખકનો ટૂંકો પરિચય

**બિસ્મિહી તઆલા**

## મૂળ ગુજરાતી

ગુજરાતી મુસ્લિમો માટે આ વાત ગૌરવપાત્ર છે કે ભારતના વિશ્વપ્રસિધ્ધ આલિમ, આરિફ, કુર્આનના શબ્દોના કોશકાર અને અનુવાદક, કુર્આન શરીફના મુફસ્સિર, કુર્આન શરીફના ભાવાર્થ અને સંદેશાને સામાન્ય જનતા સુધી ઘર–ઘર પહોંચાડવાના આંદોલનના પ્રણેતા, હઝરત મૌલાના શૈખ અબ્દુલકરીમ પારેખ સાહબ (દા.બ.) પોતે ગુજરાતી છે અને તેથી જ ગુજરાતી ભાષા પર સારું પ્રભુત્વ પણ ધરાવે છે.

આપ વ્યવસાયે ઈમારતી લાકડાના મોટા વેપારી છે અને કારોબારના કારણે વરસોથી નાગપુર (મહારાષ્ટ્ર)માં સ્થાયી થયેલા છે.

આપે પોતાનું આખું જીવન, તન, મન, ધન દીનની અને મિલ્લતની સેવા માટે સમર્પિત કરી દીધું છે. આજે આશરે ૭૧ (એકોતેર) વરસની ઝઈફ ઉંમરે પણ એ જ તડપ અને લગન સાથે પોતાના મીશનમાં મશગૂલ છે.

## અમેરીકાનો પ્રતિષ્ઠિત એવોર્ડ અર્પણ થયો

અમેરીકા અને કેનેડામાં સ્થાયી થયેલાં, બીન નિવાસી ભારતીય સુશિક્ષિત મુસ્લિમોની વિખ્યાત સંસ્થા : 'AMERICAN FEDERATION OF MUSLIMS FROM INDIA' ટૂંકમાં AFMI (એફમી) એ ઈસ્વીસન ૧૯૯૭માં હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબ (દા.બ.)ને અમેરીકા બોલાવી ત્યાં : 'THE PRIDE OF INDIA' નામના પ્રતિષ્ઠિત એવોર્ડથી સન્માનિત કર્યા હતા અને એક મહિનો સંસ્થાએ આપને પોતાના મહેમાન રાખી

Maktab-e-Ashraf

અમેરિકામાં વિવિધ શહેરોમાં આપની તકરીરોનું આયોજન કરી, સમગ્ર અમેરિકાની પ્રજાને આપનો લાભ લેવાનો મોકો આપ્યો હતો.

મજકૂર એવોર્ડ સ્વીકારવા માટે AFMI (એફમી) તરફથી હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહેબને પાઠવવામાં આવેલા આમંત્રણ પત્રમાં આપની સેવાઓનો ટૂંકો પણ મુદ્દાસર ઉલ્લેખ કરેલો છે, જેનો કેટલોક અંશ અત્રે પ્રસ્તુત છે :

**Hazrat Maulana A.K. Parekh**

**Re : Invite to attend AFMI'S 7th, Annual Convention as a Guest of Honour.**

**American Federation of Muslims from India (AFMI) will hold its 7th, Annual convention on october 11-12,'97 in Santa Clara, a suburb of San Francisco, CA, USA.**

- **Your dedicated work to make Qur'an and Hadith for a common person to understand is very well appreciated.**
- **Your commitment for the welfare of the citizens of India and particularly, of Muslim Ummah is exemplary.**
- **Your advice to excel in education, particularly the girls' education, encompassing Dini and Dunyavi, is very refreshing.**

**In view of your considerable achievments in religious as well as other fields AFMI Governing Board and Annual convention committee has decided to bestow on you its prestigious award : 'THE PRIDE OF INDIA'**

**during the convention.**

**ભાવાર્થ :**

'અમેરિકન ફેડરેશન ઓફ મુસ્લિમ્સ ફ્રોમ ઈન્ડિઆ' (એફમી)નું સાતમું વાર્ષિક અધિવેશન ૧૧, ૧૨ ઓકટોબર, ૧૯૯૭ના દિવસે સાંતા

Maktab-e-Ashraf

કલારા, સાન ફ્રાન્સિસકો (અમેરિકા)ના પરા વિસ્તારમાં યોજાશે.

- કુર્આન અને હદીસનું જ્ઞાન આમ જનતાને સુલભ કરવાનું આપનું સમર્પિત મહાકાર્ય પ્રશંસનીય છે.
- ભારતીય નાગરિકો, વિશેષત: મુસ્લિમ ઉમ્મતના કલ્યાણ અને ઉત્કર્ષ માટે આપની પ્રતિબધ્ધતા ઉદાહરણીય છે.
- શિક્ષણમાં, ખાસ કરીને મહિલા શિક્ષણમાં, દીની-દુન્યવી ઉભય શિક્ષણને સાંકળી લઈ આગેકૂચ કરવા માટેનો આપનો આગ્રહ નવજીવન બક્ષનારો છે.

મઝહબી તેમજ બીજા ક્ષેત્રોમાં આપની ગણનાપાત્ર સિધ્ધિઓને લક્ષમાં લઈને 'એફમી'ની કારોબારી કમિટિ અને વાર્ષિક અધિવેશન સમિતિએ એનો પ્રતિષ્ઠિત : 'The Pride of India' (ભારતનું ગૌરવ) એવોર્ડ આગામી વાર્ષિક અધિવેશનમાં આપને અર્પણ કરવાનો નિર્ણય લીધો છે.

## બહુશ્રુત વિદ્વાન

હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબ નું વાંચન વિશાળ અને ચિંતન ગહન તથા તલસ્પર્શી છે. આપ ઉર્દૂ, અરબી, ફારસી, હિંદી, મરાઠી, અંગ્રેજી, ગુજરાતી, સિંધી અને સંસ્કૃત ભાષાના જાણકાર છે.

ઈસ્લામ ધર્મ ઉપરાંત જગતના અન્ય મહત્વના ધર્મો : હિંદુ, ખ્રિસ્તી, યહૂદી, બૌધ્ધ, જૈન, શીખ વગેરેનો પણ આપે ઊંડો અભ્યાસ કરેલો છે. આમ આપ બહુશ્રુત વિદ્વાન છે.

વિવિધ ધર્મોના વિદ્વાનોની ચર્ચા સભાઓ, સંમેલનો, સેમીનારો વગેરેમાં આપના ઈસ્લામ વિષેના પ્રવચનો અને દલીલો વિધર્મી વિદ્વાનો પર ઊંડી અસર કરે છે. આપની દલીલો તાર્કિક, સમતોલ, પ્રમાણભૂત અને આંકડાકિય માહિતીઓ સહિત સચોટ હોય છે એટલે એને રદ કરવાની કોઈ હામ ભીડી શકતું નથી. એનું જવલંત ઉદાહરણ : 'ગાયના હત્યારા કોણ અને આરોપ કોના પર ?' શીર્ષકથી છપાયેલું પ્રવચન છે. વિનોબા ભાવે જેવા ગૌરક્ષાના પ્રખર હિમાયતી પણ એનાથી અત્યંત પ્રભાવિત થયા હતા અને હઝરત મૌલાનાની સચોટ દલીલોનો પ્રતિકાર કરી શકયા ન હતા.

Maktab-e-Ashraf

## આસાન લુગાતુલ કુર્આન

કુર્આન શરીફનો ભાવાર્થ અને સંદેશો સામાન્ય જનો પણ સ્વયં સમજી શકે તે માટે આપે આખી જિંદગી અથાગ પ્રયાસો અને પરિશ્રમ કર્યો છે. કહો કે, પોતાનું જીવન એ મીશન માટે જ સમર્પિત કરી દીધું છે.

એના જ અનુસંધાનમાં આપે ભારે મહેનત અને પરિશ્રમથી સરળ ઉર્દૂ ભાષામાં : 'આસાન લુગાતુલ કુર્આન' કિતાબ તૈયાર કરી સર્વ પ્રથમ ઈસ્વીસન ૧૯૫૨માં એની પ્રથમ આવૃત્તિ પ્રગટ કરી હતી. ઉર્દૂમાં એ કિતાબે એટલી લોકપ્રિયતા પ્રાપ્ત કરી કે ભારત, પાકિસ્તાન, બાંગ્લાદેશ વગેરેમાં એની ૪૦ (ચાલીસ) કરતાં પણ વધારે આવૃત્તિઓ પ્રગટ થઈ ચૂકી છે. ઉપરાંત હિંદી, મરાઠી, બંગાલી, તુર્કી અને અંગ્રેજી ભાષાઓમાં પણ પ્રગટ થઈ ચૂકી છે અને લોકચાહના મેળવી ચૂકી છે.

ગુજરાતી અખબારો : 'મુસ્લિમ-ગુજરાત', 'વતન' વગેરેમાં વર્ષો પહેલાં મજકૂર કિતાબના ગુજરાતી અનુવાદના કેટલાક હફતાઓ છપાયા હતા પરંતુ પરિપૂર્ણતા થઈ શકી ન હતી. અલ્લાહ તઆલાના ફઝલો કરમથી હવે એનો સંપૂર્ણ ગુજરાતી અનુવાદ આપના હાથોમાં અત્યારે મૌજૂદ છે.

## કુર્આન શરીફનું ભાષાંતર અને તફસીર

હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબે કુર્આન શરીફનો સંપૂર્ણ સરળ અનુવાદ જરૂરી વિવરણ (તફસીર) સહિત ઉર્દૂ અને હિંદી બંને ભાષાઓમાં ઘણાં પરિશ્રમથી કર્યો છે અને મૂળ અરબી ઈબારતો સહિત ખૂબ જ આકર્ષક રીતે પ્રગટ કર્યો છે.

## ઓડિયો કેસેટસ

હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબની કિતાબો અને દર્સે કુર્આન મજીદની ઓડીયો કેસેટસ તથા ભારતના મશહૂર કારી, મૌલાના કાસિમ અનસારી સાહબ : ઈમામ અને ખતીબ, મસ્જિદ પેરિયામેટ, ચેન્નઈ (મદ્રાસ)ના કર્ણપ્રિય અવાજમાં, સંપૂર્ણ કુર્આન મજીદ, પારેખ સાહબના

Maktab-e-Ashraf

આસાન અને આકર્ષક અનુવાદ સાથે, ૩૦ (ત્રીસ) કેસેટસમાં તૈયાર કરીને જનતાની સેવામાં મૂકવામાં આવી છે.

હઝરત મૌલાના પારેખ સાહેબે વિપુલ લેખન કાર્ય કર્યું છે. આપે અનેક કિતાબો ઉર્દૂમાં લખી છે જેના હિન્દી, મરાઠી, બંગાલી, ગુજરાતી અને અંગ્રેજીમાં પણ અનુવાદો પ્રગટ થયા છે અને ઘણાં જ લોકપ્રિય થયા છે. એમની કિતાબોની યાદી આ કિતાબના અંતે આપી છે.

## હઝરત મૌલાના પારેખ સાહેબની અન્ય સેવાઓ

હઝરત મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબની સેવાઓ માત્ર વાઅઝ તકરીર અને કિતાબોના લેખન પૂરતી સિમિત નથી. મુસલમાનોના કલ્યાણ અને ઉત્કર્ષ માટે વિવિધ સંસ્થાઓમાં મહત્વના પદો પર રહીને આપ કૌમની ખિદમતમાં સતત વ્યસ્ત રહે છે. નીચેની યાદી ઉપર ઊડતી નજર નાંખવાથી આ વાત ખ્યાલમાં આવી જશે.

| | | | |
|---|---|---|---|
| 1 | અધ્યક્ષ | : | મજલિસે તાલીમુલ કુર્આન, નાગપુર |
| 2 | ખઝાનચી અને સ્થાપક સભ્ય | : | ઓલ ઈન્ડિયા મુસ્લિમ પર્સનલ લો બોર્ડ |
| 3 | ટ્રસ્ટી | : | નેશનલ ઈન્ફોર્મેશન એન્ડ વેલફેર ટ્રસ્ટ, દિલ્હી |
| 4 | સ્થાપક સભ્ય | | ઓલ ઈન્ડિઆ મુસ્લિમ મજલિસે મુશાવરત, દિલ્હી |
| 5 | સભ્ય | : | વ્યવસ્થાપક કમિટિ, નદવતુલ ઉલમા, લખનવ |
| 6 | સભ્ય | : | આધ્યાત્મિક વિદ્યાશાખા, અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટી |
| 7 | સભ્ય | : | અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટી કોર્ટ, અલીગઢ |
| 8 | સભ્ય | : | વિદર્ભ રાહત સમિતિ, નાગપુર |
| 9 | સભ્ય | : | ભારતીય મુસ્લિમોના શૈક્ષણિક અને સાંસ્કૃતિક વિકાસ અને ઉત્કર્ષ માટેના કેન્દ્રની વ્યવસ્થાપક કમિટી, અલીગઢ |

Maktab-e-Ashraf

10 સભ્ય ઈસ્લામી સંશોધન અને પ્રકાશન અકાદમી, નદવતુલ ઉલમા, લખનવ.

## બાતિની ઈલ્મથી પણ સંપન્ન

'રાબિતા આલમે ઈસ્લામી' મકકા મુકર્રમાના સલાહકાર, ઉર્દૂ, અરબી, અંગ્રેજીની અનેક કિતાબોના લેખક હઝરત મૌલાના ડોકટર અબ્દુલ્લાહ અબ્બાસ સાહબ નદવી (દા.બ.) લખે છે કે :–

'મૌલાના અબ્દુલકરીમ પારેખના ઈખ્લાસ અને ખિદમતના જઝબાને અલ્લાહે કબૂલ ફરમાવ્યા. અલ્લાહની નજીક કબૂલિયતની દલીલ આ છે કે આ જમાનાની સૌથી મોટી ઈસ્લામી શખ્સિય્યત, અરબ અને અજમના ટોચના વિદ્વાનો તેમજ મશાઈખ અને ઉલમા જેમની ઝાતથી પોતાના સંપર્ક અને અકીદતને શરફ તથા ઈઝઝતની વાત સમજતા હોય, ત્યાં સુધી મૌલાનાની પહોંચ થઈ, અને માત્ર પહોંચ નહીં બલ્કે કુર્બ (નઝદીકી) અને ખુસૂસિય્યતનો મકામ આપને હાસિલ છે. મારો ઈશારો મખ્દૂમ અને મુરબ્બી હઝરત મૌલાના સૈયદ અબૂલ હસન અલી નદવી દામત બરકાતુહુમની તરફ છે. હઝરત પારેખ તેમના મુરીદ અને મુજાઝે બૈઅત (ખલીફા) છે અને તેમનાથી એટલા દરજજે ઈખ્લાસ, મૈત્રી અને એઅતિમાદનો સંબંધ ધરાવે છે કે હઝરત મૌલાના દામત બરકાતુહુમ એ પોતાના એક પત્રમાં મૌલાના અબ્દુલકરીમ પારેખ સાહબને લખ્યું છે કે :–

> ''મારું દિલ આપની સાથે છે. આપને પોતાના માટે ખૂબ જ મૂલ્યવાન, આખિરતની પૂંજી સમજું છું. આપના સંબંધ અને પ્રયાસોને પોતાની મગફિરત અને ઈઝઝતનો ઝરીયો જાણું છું. અલ્લાહ તઆલા આપની સિહહત અને કુવ્વતને તરકકી આપે, અને આપથી વધારેમાં વધારે પોતાની મખ્લૂકને ફાયદો પહોંચાડે.''

હઝરત મૌલાના ડોકટર અબ્દુલ્લાહ અબ્બાસ સાહબ નદવી (દા.બ.) આગળ લખે છે કે :

'મૌલાના પારેખ સાહબની અઝમત અને એમના ભાગ્યની આ બુલંદી હઝારો નહીં બલ્કે લાખો (લોકો)ના માટે રશ્ક (ઈર્ષ્યા)ને પાત્ર થશે.

Maktab-e-Ashraf

**યે નસીબ અલ્લાહો અકબર લૂટનેકી જાએ હે !**

આવી મુબારક હસ્તીઓ હમેશાં પેદા નથી થતી. અલ્લાહ તઆલા હઝરત મૌસૂફને તંદુરસ્તી અને કુવ્વત અતા ફરમાવે. આમીન.

[ '(હઝરત મૌલાના સૈયદ) અલી મિયાં સાહબકે ખુતૂત' પાનું XVIII ]

## મુઠઠી ઊંચેરા માનવી

**ટૂંકમાં :** કુર્આન શરીફના દિવ્ય પ્રકાશને દુનિયાના ખૂણેખૂણામાં શકયતાની છેલ્લી સીમા સુધી પહોંચાડવા માટે પ્રતિબધ્ધ

**તથા :** લોકસેવા માટે અવિરત કાર્યબધ્ધ,
ઝાહિરી અને બાતિની બંને ઈલ્મોથી સંપન્ન,
મુઠઠી ઊંચેરા માનવી

**એટલે :** હઝરત મૌલાના શૈખ અબ્દુલકરીમ પારેખ સાહબ.

## પદ્મ ભૂષણ

ભારત સરકારે પણ આપની ભવ્ય અને નિસ્વાર્થ સેવાઓની કદર રૂપે ૨૬મી જાન્યુઆરી ૨૦૦૧ ના પ્રજાસત્તાક દિને આપને 'પદ્મ ભૂષણ'નો અતિ ઉચ્ચ ખિતાબ અર્પણ કર્યો છે. ખૂબ ખૂબ મુબારકબાદ.

અલ્લાહ તઆલા એમને તંદુરસ્તી ભરેલું ખૂબ લાંબુ આયુષ્ય આપે અને એમની સેવાઓનો લાભ મુસ્લિમ ઉમ્મતને, દેશને અને દુનિયાને હજુ વરસો સુધી મળતો રહે એ જ દુઆ.

**રબ્બના તકબ્બલ મિન્ના ઈન્ન-ક અન્તસ સમીઉલ અલીમ**

હે અમારા પરવરદિગાર ! અમારા અમલોને કબૂલ ફરમાવ !
બેશક તું સાંભળનાર અને જાણનાર છે.

**– અબ્દુલકાદિર ફાતીવાલા**

Maktab-e-Ashraf

# લેખકની પ્રસ્તાવના

بسم الله الرحمن الرحيم

اَلْحَمْدُلِلّٰهِ الَّذِیْ جَعَلَ لِکُلِّ شَیْءٍ سَبَبًا

وَاَنْزَلَ عَلٰی عَبْدِهٖ کِتَابًا عَجَبًا !!

فِیْهِ مِنْ کُلِّ شَیْءٍ حِکْمَةً وَّنَبَئًا وَّالصَّلٰوةُ وَالسَّلَامُ

عَلٰی مُحَمَّدٍ اَشْرَفِ الْخَلِیْقَةِ عَجَمًا وَّعَرَبًا

અલ્લાહ તઆલાનો ઘણો મોટો એહસાન અને ફઝલ છે કે વર્તમાનકાળ માં મુસલમાનોના ઘણાં તબકા કુર્આને પાકને સમજીને પઢવાની તરફ આકર્ષિત થઈ રહ્યા છે. અલ્હમ્દુલિલ્લાહ એવા લોકોની સંખ્યા સતત વધતી જઈ રહી છે. એ લોકોની સહૂલતને નજર સમક્ષ રાખીને 'આસાન લુગાતુલ કુર્આન' નામથી, કુર્આની શબ્દોનો એક કોશ, તિલાવતના ક્રમ પ્રમાણે તૈયાર કરીને, માર્ચ, ઈસ્વીસન ૧૯૫૨માં પ્રગટ કર્યો હતો. રબ્બે અકબરનો ફઝલ અને એહસાન જ હતો કે એ કોશ મકબૂલ અને લોકપ્રિય થયો.

પ્રથમ આવૃત્તિ પૂરી થતાં જ બીજી આવૃત્તિની આવશ્યકતા મેહસૂસ થઈ.

- પ્રથમ આવૃત્તિ વાંચનારા મુખ્લિસ મિત્રોના સલાહ–સૂચનો,
- ભારત–પાકિસ્તાનના દીની સામયિકોમાં છપાયેલી એની સમીક્ષાઓ,
- કેટલાક ઉલ્માએ કિરામના તરફથી પ્રાપ્ત થયેલા મશ્વરાઓ અને તેમના અનુભવો,

... વગેરેને ધ્યાનમાં રાખી, પુનરાવલોકન કરીને, બીજી આવૃત્તિ ઈસ્વીસન ૧૯૫૪માં તૈયાર કરવામાં આવી.

સામાન્ય રીતે, ઉર્દૂ ભાષા સારી રીતે જાણતા લોકો, જે શબ્દોના અર્થ જાણે છે, તેવા શબ્દો પ્રથમ આવૃત્તિમાં લેવામાં આવ્યા ન હતા. ઉદાહરણ તરીકે : ઔરતુન, કમીસુન, તિજારતુન, ઈહસાનુન, હુસ્નુન, અજીબુન,

Maktab-e-Ashraf

વાલિદુન, તઆમુન ... વગેરે.

એ જ પ્રમાણે : નિઅમત, અસ્બાબ, ગાલિબ, વાલિદૈન, તાવીલુન, જેવા શબ્દો પણ છોડી દેવામાં આવ્યા હતા, કારણકે ઉર્દૂ ભાષામાં એ શબ્દો દરરોજ ઉપયોગમાં આવે છે.

પરંતુ ઉલ્માએ કિરામના મશ્વરાથી આ આવૃત્તિમાં ઈસ્લાહ કરી લેવામાં આવી છે અને લગભગ બધાં જ શબ્દોને એકત્ર કરવાની કોશિશ કરવામાં આવી છે. આ શબ્દકોશને પણ કુર્આનના નાઝિલ કર્તા (અલ્લાહ) એ અવામમાં મકબૂલ કરાવી દીધો અને બીજી આવૃત્તિ પણ હાથો હાથ ઊપડી ગઈ ! **અલ્હમ્દુલિલ્લાહિ વશ્શુકરુલિલ્લાહ.**



અલ્લાહ તઆલાની અપાર રહમતના સદકાથી હવે એ અનુભવ થયો કે સેંકડોની સંખ્યામાં કારોબારી, વેપારી, ઓછું ભણેલાઓની સાથે મહિલાઓનો એક ખાસ તબકો તથા મજૂરી કરતાં ભાઈઓની સાથે જ કોલેજના વિદ્યાર્થીઓ તેમજ દીની મદ્રસાઓમાં શિક્ષણ મેળવી ફારિગ થયેલાં સુધ્ધાં કિતાબુલ્લાહ (કુર્આન)ની તિલાવત, હકકે તિલાવતિહી (તિલાવત કરવાનો જેવો હક છે તેવી તિલાવતથી) મુસ્તફીઝ (લાભાન્વિત) થયા.

અને તેઓ :

- ખૂબ જ ઓછા સમયમાં,
- અરબી ભાષાનું જરૂરત જેટલું વ્યાકરણ સરળતાથી શીખીને,
- કુર્આને પાકના શબ્દોના અર્થોને યાદ કરીને,

કુર્આન શરીફનું ભાષાંતર કરવાના કાબિલ થઈ ગયા.



વળી આ પણ એક હકીકત છે કે તિલાવતમાં જે કંઈ કલામે પાક પઢવામાં આવે તે શકય એટલું સમજવામાં આવે તો ઈબાદતનો લુત્ફ અને ધ્યાન મગ્નતા કંઈક ઓર જ હોય છે !

એટલે આ શબ્દકોશના ઉપયોગના કારણે નમાઝ અને તરાવીહ તેમજ તિલાવતમાં લોકોની દિલચસ્પી પણ ઘણાં વિસ્તારોમાં વધવા લાગી છે.

Maktab-e-Ashraf

વળી આ કિતાબ મારફતે અલ્હમ્દુલિલ્લાહ એક ખાસ તબકો વુજૂદમાં આવ્યો જે જુદા જુદા મસ્લકના લોકોનો સમૂહ હોવા છતાં અકાઈદમાં 'બુન્યાનુમ મર્સૂસ' બનીને કુર્આને મજીદની કેન્દ્રિય દઅવત : તૌહીદ અને રિસાલત, હશ્ર અને હિસાબ તથા જન્નત અને દોઝખનું મજબૂત યકીન લઈને, દાઈયાનહ કિરદાર અદા કરવાના માટે, પરસ્પર જોડાવા લાગ્યા જે આગળ ચાલીને 'મજલિસે તઅલીમુલ કુર્આન' બનીને અલ્લાહની કિતાબની ખિદમત અંજામ દેવામાં ખાલિસ (શુધ્ધ) રઝાએ ઈલાહીના કામમાં લાગી ગયા અને બહેનો-ભાઈઓનો એક પ્રવાહ કુર્આન શીખવા શીખવવામાં વહેવા લાગ્યો.

તદઉપરાંત ફિરકાવારિયત, જૂથબંધી, શિર્ક, બિદઆત અને રસ્મી દીનદારીથી બિલકુલ વિરુધ્ધ તૌહીદ, હુબ્બુલ્લાહ, હકીકી દીનદારી, ઉમ્મતની એકતા, સાહબે કુર્આન સૈયદના મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી સાચી મુહબ્બત અને ઈતાઅતની સિફાત, તકવો, ખશિય્યતે ઈલાહી (અલ્લાહનો ડર), ખૌફે યૌમુલ હિસાબ (હિસાબના દિવસનો ખૌફ), અમ્ર બિલ મઅરૂફ (નેક કામનો હુકમ કરવો), નહય અનિલ મુન્કર (બુરા કામોથી રોકવું) તેમજ આમ ઈન્સાનોની ભલાઈના કામના માટે એક સમૂહ ઈલ્મ અને અમલના મેદાનમાં આવી ગયો.

અહકરના નાકિસ ખ્યાલમાં આ વાત અનુભવ પછી દ્રઢ થઈ ગઈ કે ઘણાંખરા મુખ્લિસ મિત્રો, ભાઈઓ અને બહેનો જેઓ મહિનાઓ સુધી અરબી ભાષાનું વ્યાકરણ સંપૂર્ણ શીખી લેવાના ચક્કરમાં રહ્યા છતાં કોઈ પરિણામ ન આવ્યું તો નિરાશ થઈને બેસી ગયા. એટલે વિદ્યાર્થીઓને માનસિક તાણમાં નાંખ્યા વગર ઈસ્વીસન ૧૯૬૦ની ત્રીજી આવૃત્તિમાં અરબી ભાષાના ૯ (નવ) પાઠ પણ સામેલ કરવામાં આવ્યા. એ પાઠોમાં સંપૂર્ણ કોશિશ કરવામાં આવી કે માનસિક મુંઝવણ સિવાય કુદરતી શિક્ષણ પધ્ધતિ પ્રમાણે શબ્દોના રૂપાંતરની રીત દર્શાવીને સાદા ઢંગથી વ્યાકરણના કેટલાક નિયમોને સામેલ કરવામાં આવે. હવે, અલ્હમ્દુલિલ્લાહ, આ કિતાબ ઘણે અંશે લોકોને તઅલીમુલ કુર્આનથી નજીક થવાનો ઝરિયો બની રહી છે અને નિરંતર ઈસ્વીસન ૧૯૭૩ સુધી એની નવ આવૃત્તિઓ પ્રગટ થઈ. આ માત્ર કુર્આનના મોકલનારા અને ઊતારનારા (અલ્લાહ)ના ફઝલ અને કરમથી થયું અને સમગ્ર ક્રેડિટ CREDIT (યશ) અલ્લાહના રસૂલ ઉપર

Maktab-e-Ashraf

નાઝીલ થયેલી કિતાબને અને તે દ્વારા અલ્લાહના રસૂલને માટે જ મખ્સૂસ છે. અમે ગુનેહગારો, ખતાકારોથી જે કંઈ થઈ જાય તે અમારી કોઈ ફઝીલતના કારણે થતું નથી. બલ્કે તે કેવળ અલ્લાહ તઆલાના ફઝલ અને કરમથી જ થઈ જાય છે.

આ વાત તો બધાં જાણે છે કે કુદરતી તાલીમી ક્રમ પ્રમાણે બાળક શરૂઆતમાં વ્યાકરણ શીખતું નથી બલ્કે શબ્દો બોલે છે અને યાદ કરતું જાય છે. તે વાતાવરણમાંથી શબ્દો ગ્રહણ કરે છે ત્યાં સુધી કે શબ્દોના રૂપાંતરની જાણ પણ તેને મોટા પ્રમાણમાં શબ્દો યાદ થવાથી આપો આપ થતી જાય છે. થોડાંક મહિનાઓમાં બાળક જયારે પોતાની માતૃભાષા બોલવા લાગે છે ત્યારે પણ તેને વ્યાકરણની એટલી તીવ્ર જરૂરત પડતી નથી જેટલી બોલચાલમાં ભાગ લઈને શબ્દોનો સંગ્રહ કરવાની જરૂરત હોય છે.

દ્વિઅર્થી શબ્દોનું જ્ઞાન પણ આદમી જયારે બોલચાલમાં ભાગ લે છે ત્યારે માલૂમ પડે છે. કેટલાક શબ્દોનો દરેક ભાષામાં અનેક અર્થમાં ઉપયોગ થાય છે. પરંતુ બોલચાલમાં ભાગ લેવાથી અને ઈબારત (વાકય)માં એ શબ્દો જોવાથી કોઈને પણ એનો અર્થ સમજવામાં મુશ્કેલી પડતી નથી. અલબત્ત સાર્થ શબ્દ ઈબારતથી અલગ હોય અને બોલચાલના માહોલથી અલિપ્ત હોય તેવી દરેક વ્યકિતને પરેશાની થવી કુદરતી વાત છે. એ જ જરૂરતને નજર સમક્ષ રાખીને આ લુગાતુલ કુર્આનમાં જો કોઈ શબ્દ એક જગાએ એક અર્થમાં અને બીજી જગાએ બીજા અર્થમાં આવ્યો હોય તો બીજી, ત્રીજી વખત એને લખીને, (A,B,C) સંકેત દર્શાવીને, ઈબારત અનુસાર એના અર્થો લખી દેવામાં આવ્યા છે.

દાખલા તરીકે કુર્આન મજીદમાં કેટલાયે શબ્દો બે કે ત્રણ અર્થોમાં વપરાયા છે. તો ત્યાં એ ઈબારત અને સંપૂર્ણ આયતના સંદર્ભમાં એવો શબ્દ જોવાથી માલૂમ થઈ જાય છે કે કયા અર્થમાં આ શબ્દ વપરાયો છે દાખલા તરીકે : મા, તવલ્લા, હુસ્ન, ઈહસાન, હિસાન ... વગેરે. ઠીક એ જ રીતે આપણી ભાષામાં 'ખલાસ' શબ્દ અથવા 'ખત્મ' શબ્દ બોલીએ છીએ ત્યારે ઈબારતથી એ શબ્દનો શું સંબંધ છે તેના આધારે જ એનો અર્થ નકકી થાય છે. જેમકે :–

- પાણી ખલાસ થઈ ગયું.
- બીમાર ખલાસ થઈ ગયો.
- મરીઝ ખત્મ થઈ ગયો.
- કારોબાર ખત્મ થઈ ગયો.

Maktab-e-Ashraf

હવે ફેંસલો કરો કે, આપણી રોજબરોજની બાબતોમાં આપણે એક શબ્દ 'ખલાસ' અને 'ખત્મ'ને કયારેક ખરેખર પાણી ખત્મ કે ખલાસ થઈ જવાના અર્થમાં બોલીએ છીએ, પરંતુ એ જ શબ્દ મોત અને દેવાળિયાપણા માટે પણ વપરાય છે.

એ જ પ્રમાણે : 'ખાવું' શબ્દ લો.

- ખાવું–પીવું,
- ચાડી ખાવું,
- લાંચ ખાવું,
- માર ખાવું,
- રહમ ખાવું,
- કસમ ખાવું,
- ખૌફ ખાવું, ...વગેરે

હવે જો આપણે કોઈ ગામડાના માણસથી પણ કહીએ કે : 'રહમ ખાઓ' તો તે માણસ એને : 'રોટી ખાઓ'ની જેમ નહીં લેશે.

ઉર્દૂ ભાષામાં 'સોના' શબ્દ ઊંઘવા માટે પણ વપરાય છે અને સોનું (સુવર્ણ) માટે પણ વપરાય છે.

અને કોણ નથી જાણતું કે જો આપણે કોઈને કહીએ કે : 'જાઓ' તો તે એનો અર્થ 'ચાલ્યા જાઓ' કરશે પરંતુ

- અંદર આવી જાઓ,
- બેસી જાઓ,

... વગેરેનો અર્થ પધારો, તશરીફ લાવો થશે. અહીં 'જાઓ'નો અર્થ કોઈ સામાન્ય માણસ પણ 'ચાલ્યા જાઓ' કરશે નહિ.

એનાથી જ અનુમાન કરવું જોઈએ કે દરેક ભાષામાં સાર્થ શબ્દો હોય છે, અને ઈબારત પ્રમાણે તેનો અર્થ નકકી કરવો ગામડાના ગંવાર પણ જાણે છે. અને આ વાત તમામ માનવીય ભાષાઓમાં જોવામાં આવે છે. ઈબારતથી અલગ, શબ્દનો અર્થ કંઈ જુદો હોય છે અને કોઈ એક ઈબારતમાં આવવાથી તેનો અર્થ ખાસ અને ચોકકસ જ થાય છે. વળી બીજી ઈબારતમાં બીજો અર્થ હોય છે.

આજિઝનો મકસદ આ ચર્ચાથી એ છે કે કુર્આને પાકની બાબતમાં સંપૂર્ણ ઈબારત જોવાનો રીવાજ પ્રચલિત કરીએ તો એ જ રીત ફિતરતને અનુરૂપ હશે. એવો આ અહકરનો ખ્યાલ છે.

કુર્આનના આ શબ્દકોશમાં નીચે પ્રમાણે અનુવાદો, તફસીરો, હદીસની કિતાબો અને લુગાત (શબ્દકોશો)થી લાભ લેવામાં આવ્યો છે.

Maktab-e-Ashraf

- તફસીરે જલાલૈન
- તફસીરે કાદરી
- મૌઝેહુલ કુર્આન : શાહ અબ્દુલકાદિર સાહબ (રહ.)
- તર્જુમાએ શાહ રફીઉદ્દીન સાહબ (રહ.)
- તફસીર બયાનુલ કુર્આન : મૌલાના અશરફઅલી થાનવી (રહ.)
- તર્જુમાએ મૌલાના અહમદ રઝાખાં સાહબ બરેલવી
- તફસીરે નઈમુદ્દીન સાહબ મુરાદાબાદી
- તર્જુમાએ ફત્હ મુહમ્મદખાં સાહબ જાલંધરી
- તફહીમુલ કુર્આન : સૈયદ અબૂલ આલા મૌદૂદી સાહબ
- તફસીરે માજિદી : મૌલાના અબ્દુલમાજીદ દરિયાબાદી
- તર્જુમાએ મૌલાના સનાઉલ્લાહ સાહબ અમૃતસરી
- તર્જુમાએ ડેપ્યુટી નઝીર અહમદ સાહબ
- મૌલાના ગુલામ મુહમ્મદ સાદિક સાહબનો ગુજરાતી અનુવાદ
- બશીર અહમદ સાહબ અને મુહમ્મદ ફારૂકખાં સાહબના હિન્દી અનુવાદો
- અલ્લામા અબ્દુલ્લાહ યૂસુફ અલી સાહબ અને મુહમ્મદ માર્માડયૂક પિકથોલ સાહબના અંગ્રેજી અનુવાદો.



રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની હદીસોમાંથી ખાસ તૌર પર બુખારી શરીફ અને સહાહ સિત્તહ (હદીસ શરીફના છ પ્રમાણભૂત ગ્રંથો)ની સર્વ તે હદીસો જે કુર્આનની કોઈ આયત કે જુમ્લહ (વાકય)ના વિવરણ (શર્હ)માં હુઝૂર સાહબે કુર્આન મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી નકલ થયેલી છે તેને પણ દરેક જગાએ સામે રાખવામાં આવી છે.

લુગાતુલ કુર્આનમાં કાઝી ઝૈનુલ આબિદીન સાહબ સજ્જાદ મેરઠીની ‘કામૂસુલ કુર્આન’ અને આ લુગાતુલ કુર્આનમાં લગભગ દરેક જાણિતી લુગત (શબ્દકોશ)નો નિચોડ સામે રાખવામાં આવ્યો.

એ જ પ્રમાણે કોઈ એક શબ્દમાં પણ અર્થની દૃષ્ટિએ બિલકુલ આઝાદી વર્તવામાં આવી નથી અને તમામ ઉલ્માએ કિરામના ભાષાંતરો, તફસીરો અને લુગાતોની એક સંગમ અથવા સુંદર સમન્વય એકત્ર કરવામાં આવ્યો

Maktab-e-Ashraf

છે. તેમજ કોઈ પણ શબ્દનો આઝાદ અનુવાદ હરગિઝ કરવામાં નથી આવ્યો. બલ્કે કોઈ ન કોઈ આલિમે રબ્બાનીના ભાષાંતર અને તફસીરમાં સરળ અને કુર્આનના મિઝાજથી નજીક ઉમદા, સુલભ અને મુનાસિબ અર્થ પસંદ કરવામાં આવ્યા છે.

ઈસ્તિફાદહ કરતી વખતે ઉલ્માએ ઉમ્મતે કરેલાં મહાન કામોમાં શબ્દોની આ પસંદગી આમ ફહમ (બધાં સમજી શકે તેવી), ફસીહ અને તાકતવર ઉપરાંત વર્તમાન કાળમાં ભાષાના વિકાસનો ખ્યાલ રાખીને કરવામાં આવી છે. જો કે કોઈ પણ માનવીય કાર્યને પરિપૂર્ણ અને સો ટકા કામિયાબ કહેવું સાચું નથી. વળી એ કોઈ ઈલ્મી કામની બુરાઈ પણ નથી બલ્કે બંદો બશર (માનવ) છે, ભૂલચુક થવી એની ફિતરતમાં સામેલ છે. ગુજરાતીમાં કહેવત છે : 'માનવ માત્ર ભૂલને પાત્ર' એટલે કયાંક કોઈ ભૂલ તરફ આપ અંગૂલિ નિર્દેશ કરશો તો હું ઉમ્રભર શુક્ર ગુઝાર અને દુઆગો રહીશ કે આ ઈલ્મી ખિદમતમાં આપે પણ મને સહકાર આપ્યો. જઝાકુમુલ્લાહ.

નવા એડીશન (આવૃત્તિ)માં વાચકોની સહૂલતના માટે :–

- દરેક શબ્દને ક્રમવાર નંબર આપવામાં આવ્યા છે. કોઈ નંબરનો શબ્દ વારંવાર આવ્યો હોય તો તેમાં બે મકસદ (હેતુ) સામે રાખવામાં આવ્યા છે. એક તો અર્થની દ્રષ્ટિએ અલગ અલગ લખવું જરૂરી હતું. બીજું વારંવારના પુનરાવર્તનથી ઘણી સારી રીતે યાદ અપાવશે કે આ શબ્દ તો મને યાદ છે.
- દરેક રૂકૂઅના અંતે ત્રણ ચોરસનો સંકેત જોવા મળશે. એની સમજૂતી પાના નંબર 116 ઉપર આપી છે.
- પા (1/4), અરધો (1/2), પોણો (3/4) પારહ પૂરો થયાના સંકેતો પાના નંબર 116 ઉપર દર્શાવ્યા પ્રમાણે મૂકયા છે.
- સૂરતોના નંબરો પણ ક્રમવાર આપવામાં આવ્યા છે.

વાચકોથી ખાસ ગુઝારિશ છે કે :

- શરૂઆતમાં અરબીના ૯ સબક (પાઠ) સારી રીતે મોઢે કરી લે.
- વ્યાકરણ યાદ કરી લીધાં પછી એક–એક રૂકૂઅ સુધી અથવા પોતાની

Maktab-e-Ashraf

સહૂલત પ્રમાણે આ શબ્દકોશને યાદ કરતાં રહો.

- તે પછી પોતે ભાષાંતર કરે.
- સંતોષના માટે પોતાના પસંદપાત્ર આલિમના ભાષાંતર સાથે સરખાવીને જોઈ લે.

ઈન્શાઅલ્લાહ હિમ્મત ઘણી વધી જશે અને દિલમાં વિશાળતા અને વ્યાપકતા પેદા થશે.

એ જ પ્રમાણે પુષ્કળ વાંચનથી એક સમય એવો પણ આવશે કે આપ કુર્આન શરીફના કોઈ પણ ભાષાંતરની સહાય વગર કુર્આનને એની જ (અરબી) ભાષામાં સમજવા માંડશો. ત્યારે આપને તિલાવતની હલાવત (મીઠાશ અને લિજ્જત)નો અંદાજો થશે કે કેટલી મોટી નેઅમતથી અત્યાર સુધી આપણે અજાણ હતા !

આગળ અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝત અમલની તૌફીક પણ અતા ફરમાવશે. મેહનતની સાથો સાથ અલ્લાહથી દુઆ પણ કરવી જોઈએ કારણકે તે જ : 'અલ્લમલ કુર્આન' અર્થાત કુર્આનનો ઈલ્મ આપનારો અને એની નિસ્બત પોતાના તરફ કરનારો છે. જો તેની મદદ શામિલે હાલ નથી તો લાખ કોશિશો કરવા બાદ પણ કંઈ હાસિલ ન થશે. હિદાયતની તલબ અને જુસ્તજૂ તેની જ બારગાહમાં કરતા રહેવાથી તે 'સમીઉલ અલીમ'દરેકની પુકારને સાંભળે છે.

ઈન્ડેક્ષ (INDEX) અનુક્રમણિકાની મદદથી અથવા ઈશારિયહ (વિષય સૂચિ)માં આયતોના આગળ-પાછળના ભાગો જોઈને પોતાના પૂર્વગ્રહોના સમર્થનમાં જે લોકો કુર્આન વિષે વાત કરે છે, તેમને અસલ કલામુલ્લાહની ચાશણી અને હલાવત (મીઠાશ)થી મેહરૂમી છે અને એવા લોકો ઈલ્મની દુનિયામાં દયાનતદાર માનવામાં નથી આવી શકતા. અને અસલમાં કુર્આનના મોકલનારા તથા લાવનારાની અઝમતથી તેમને વાકેફિયત જ નથી. એટલા જ માટે કેટલાક એવા લોકોએ સુન્નતના કે હદીસના ઈન્કારનો ફિત્નો પણ ઊભો કર્યો કે અમલે સાલેહ અને નમૂનાથી છુટ્ટી મળે.

માનસિક મનોરંજનના માટે, વાદ-વિવાદના માટે, જોડકણાં કરનારા એ સાહેબોને કેટલાક ભોળા ચિંતકોએ 'અહલે કુર્આન' જેવાં

Maktab-e-Ashraf

અઝમતવાળા ખિતાબથી નવાઝી દીધાં. જો કે એવા શખ્સોને કુર્આનની હવા પણ નથી લાગી ! વળી એ માત્ર નામપૂરતાં 'અહલે કુર્આન' હદીસનો અનાદર અને ઈન્કાર કરીને સુન્નતને વચમાંથી ખસેડી નાંખવા ચાહતા હતા એટલે તેમને નાબૂદ કરવા માટે અને હદીસની રક્ષા માટે અહલે હક, ઉલ્માએ રબ્બાનીનો એક મોટો સમૂહ ખડો થઈ ગયો.

પરંતુ વાદ–વિવાદમાં કદી કદી સમતોલનની હદથી આગળ વધી જવું એક ફિતરી કમઝોરી છે (જેનાથી માત્ર અલ્લાહના નબી જ સુરક્ષિત રહે છે.) જેના કારણે અહલે હકની કેટલીક મુહતરમ હસ્તીઓએ કુર્આનના પઢવા– પઢાવવાવાળાઓને પણ કમહિમ્મત કરી દીધા કે આ કામ દરેકનું નથી ! આ રીતે શૈતાનને બેવડો મકસદ હાસિલ થઈ ગયો કે કુર્આનની મુદાફઅત (રક્ષા) કરનારા બેઅમલ અને જાહિલ નીકળ્યા તથા જે લોકો હદીસ અને સુન્નતની મુદાફઅત (રક્ષા) કરવાવાળા હતા તેમણે કુર્આન શીખવું, સમજવું ઘણું મુશ્કેલ અને દૂરની વાત દર્શાવવાનું શરૂ કર્યું. અને આ રાહના બેશુમાર (અગણ્ય) ખ્યાલી ખતરાત (કાલ્પનિક ભયો)ની વાતો થવા લાગી.

મારો આ સ્વાનુભવ છે કે જે શખ્સ પણ કુર્આન સમજીને પઢશે તે કદી પણ રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈતાઅત અને હદીસનો સંગ્રહ તો શું, અહલે ઈમાનના સામૂહિક ઈલ્મી અને ઈસ્લામી ઈતિહાસથી પણ આંખ આડા કાન નથી કરી શકતો. તફસીર, હદીસ, ફિકહ, તઝકિયહ (આંતરિક સુધાર) અને ઈહસાન (તસવ્વુફ) એ સર્વ કંઈ કુર્આનનો જ ખુલાસો (સારાંશ), શર્હ (વિવરણ) અને તફસીલ (વિસ્તરણ) છે. તો પછી સુન્નત અથવા રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની હદીસ તો ખરેખર કુર્આનની ચાલતી ફરતી તફસીર છે. એનો અનાદર અને એનાથી લાપરવાહી તો કોઈ બેવકૂફ, બુધ્ધિવગરનો માણસ જ કરી શકે છે. **અઆઝનલ્લાહ** (અલ્લાહની પનાહ)

એટલા માટે આ આજિઝનો મશ્વરહ એ છે કે જે લોકોએ કુર્આનની કોઈ આયતનો આગળનો–પાછળનો શબ્દ ખેંચીતાણીને કોઈ નવી ફિલસૂફી સ્થાપિત કરી છે અથવા તેમના લખાણો (કૃતિઓ)થી લોકોએ કુર્આનનો ફહમ (સમજ) હાસિલ કર્યો છે, તેમનાથી ગુઝારિશ કરીશ કે કુર્આનની અરબી ભાષાથી કુર્આનને સમજવાની કોશિશ કરે. તેમને થોડાં જ દિવસોમાં

Maktab-e-Ashraf

જાણ થઈ જશે કે તેમને તેમના નફસે અથવા બીજાઓએ કઈ આયતમાં અને કયા શબ્દમાં, કયાં કયાં ધોકો અને દગો આપ્યો છે.

એ જ પ્રમાણે જે ઉલ્માએ હક હદીસ અને સુન્નતની મુદાફેઅત (રક્ષા) કાજે પ્રયત્નશીલ છે, તેમને તેમની કોશિશો માટે મુબારક બાદ આપીને ઘણાં જ અદબથી એ ગુઝારિશ કરીશ કે કુર્આનને અવામી થવામાં (સામાન્ય જનતા સુધી પહોંચાડવામાં) આપ પૂર્વવત પોતાનો સહકાર ચાલુ રાખો અને અવામુન્નાસ (સામાન્ય જનતા)માં કુર્આનના ઈલ્મને પ્રગટ થઈ જવા દો, કારણકે કોઈપણ ઈલ્મના જાણકારો જયારે લાખો, કરોડોની સંખ્યામાં થઈ જાય છે ત્યારે એ ઈલ્મમાં ધોકાબાઝી કોઈની પણ નથી ચાલી શકતી. ફરેબ, ગલત ભાવાર્થ અને મનમાની ત્યાંજ ચાલી શકે જયાં કોઈ કિતાબના જાણકારો પાંચ-દસ (અલ્પ સંખ્યામાં) હોય અને બાકીના અજ્ઞાનતામાં સબડતા હોય.

આ વાતને એક સાદા ઉદાહરણથી આ રીતે સમજી શકાય છે કે જયારે દુનિયામાં સર્વ પ્રથમ મોટરકાર તૈયાર થઈ ત્યારે, કહેવાય છે કે, મોટર વેચનારી કંપની ખરીદારોની સાથે એક એવો આદમી પણ મોકલતી હતી જે મોટરની તમામ યંત્ર સામગ્રીનું જ્ઞાન ધરાવતો હોય અને મોટર ચલાવતા પણ જાણતો હોય. પરંતુ કદી કદી એવા માણસો મોટર માલિકની અજ્ઞાનતાના કારણે પાણીની ટાંકીમાં પેટ્રોલની જરૂરત બતાવીને મોટી રકમ કઢાવતા હતા.

હવે આજે તો કોઈ પણ શહેરમાં લાખો મોટર મિકેનિક, ડ્રાયવર અને ઘણાંયે મોટરકારના માલિકો પોતે પણ એ વિદ્યાના જાણકાર છે. અને હવે કોઈ બીજાને ધોકો આપીને મોટરમાં પાણીની ટાંકીમાં પેટ્રોલ નાંખવાની સલાહ હરગિઝ ન આપશે. પરંતુ એ બધું ત્યારે થાય છે જયારે કોઈ ઈલ્મ આમ થઈ જાય, ખૂબ પ્રસારિત થઈ જાય, વ્યાપક થઈ જાય.

એટલે મારી આ ગુઝારિશ છે કે કુર્આનની તિલાવતમાં દરેક જગાએ મતનની સાથે અર્થ પણ બતાવવામાં આવે જેથી આ કિતાબ અવામુન્નાસ (સામાન્ય જનતા)માં ઈલ્મ અને અમલના લિહાઝથી ફેલાઈ જાય.

કુર્આન શીખવા-શીખવવાવાળાઓથી દરખ્વાસ્ત છે કે,

○ ઉર્દૂ ભાષામાં સૌથી બેહતર અને સર્વમાન્ય ભાષાંતર શાહ

Maktab-e-Ashraf

વલીઉલ્લાહ મુહદ્દિસ દહેલ્વી (રહ.)ના સાહબઝાદા હઝરત શાહ અબ્દુલકાદિર મુહદ્દિસ દહેલ્વી (રહ.)નું છે.

- મૌસૂફની સંક્ષિપ્ત તફસીર મૌઝેહુલ કુઆર્ન, જે સામાન્ય રીતે, કુઆર્ન શરીફના ભાષાંતરના હાશિયાઓ પર જોવામાં આવે છે,
- ઉપરાંત એમના જ ભાઈ મૌલાના શાહ રફીઉદ્દીન દહેલ્વી (રહ.)નો લફઝી (શાબ્દિક) અનુવાદ,

(એ ત્રણ)નેં જો બુનિયાદ બનાવીને ચાલશો તો ફહમે કુઆર્ન (કુઆર્ન સમજવા)માં ઈન્શાઅલ્લાહ કદી પણ ધોકો ન થશે.

આ લુગાતુલ કુઆર્નમાં પણ એની હદબંધીનો ખૂબ ખ્યાલ રાખવામાં આવ્યો છે.

## ઉર્દૂ આવૃત્તિઓ

હવે અલ્હમ્દુલિલ્લાહ આ કિતાબની ઉર્દૂમાં ૪૦ (ચાલીસ) આવૃત્તિઓ ભારત, પાકિસ્તાન, બાંગ્લાદેશ વગેરે દેશ-વિદેશથી પ્રગટ થઈ ચૂકી છે. જે પૈકી ૨૧ આવૃત્તિઓની વિગતો પાના નંબર ૩૪ ઉપર આપી છે.

## હિન્દી અનુવાદ

અલ્લાહનો શુક્ર છે કે આ કિતાબનો હિન્દી અનુવાદ પણ થઈ ચુકયો છે. શ્રી નંદકુમાર અવસ્થીએ તેનું પ્રકાશન કર્યું છે. એની નવી આવૃત્તિ આપ ચાહો તો નીચેના સરનામેથી મંગાવી શકો છો.

**Farid Book Depot Pvt. Ltd.**
**422, Matia Mahal, Urdu, Market,**
**Jama Masjid, DELHI : 110006 Phone : 3265406**

## બીજી ભાષાઓમાં અનુવાદો

એ જ પ્રમાણે આ લુગાતુલ કુઆર્નના અંગ્રેજી, હિન્દી, બાંગલા, તુર્કી અને તમિલ ભાષાઓમાં પણ અનુવાદો પ્રગટ થઈ ચુકયા છે.

Maktab-e-Ashraf

## અંગ્રેજી એડીશન

અંગ્રેજી એડીશનમાં પીકથોલ સાહબ અને અલ્લામાં અબ્દુલ્લાહ યૂસુફઅલી સાહબના અનુવાદો સામે રાખવામાં આવ્યાં. જનાબ અબ્દુર્રશીદખાં સાહબ અને જનાબ આદમ ઈસા સાહબ બી.કોમ. અલીગઢ એ ઘણી મહેનતથી આ કામ કર્યું છે. આજિઝે પણ ભાવાર્થના લિહાઝથી ઘણી સારી સંભાળ રાખી છે.

## ગુજરાતી અનુવાદ

અલ્લાહનો શુક્ર છે કે હવે 'લુગાતુલ કુર્આન'નો ગુજરાતી અનુવાદ અત્યારે આપના હાથોમાં છે. એમાં :–

- વાચકોની સહૂલત માટે કિતાબને ચાર વિભાગોમાં વિભાજિત કરીને એની વિસ્તૃત અનુક્રમણિકા પણ શરૂઆતમાં આપવામા આવી છે.
- મુસલમાનને પોતાના દૈનિક જીવનમાં અતિ ઉપયોગી અને જિંદગીમાં જરૂરી સૂરતો અને દુઆઓ તેના મૂળ અરબી મતન, તેના શબ્દાર્થો અને ગુજરાતી ભાષાંતર સહિત એમાં ઉમેરવામાં આવ્યા છે. એનાથી એની નમાઝ અને દુઆઓમાં ઈન્શાઅલ્લાહ જાન પડશે અને ખુશૂઅ તથા ખુઝૂઅ (એકાગ્રતા અને તન્મયતા)માં વધારો થશે.
- વ્યાકરણમાં પાંચ પરિશિષ્ટો ઉમેરવામાં આવ્યા છે.
- વ્યાકરણમાં આપેલા સ્વાધ્યાયોના જવાબો પણ અલગ વિભાગ બનાવીને આપ્યા છે જેથી જાતે અભ્યાસ કરનાર પોતાના જવાબો એની સાથે મેળવી શકે.

હશ્રના દિવસે આપણે આપસમાં મળીશું ત્યારે સૂરહ નંબર ૪૫ 'જાસિય્યહ'ની આયત નં. ૨૮નો આ મંઝર સામે હશે.

**'તરા કુલ્લ ઉમ્મતિન જાસિયહ'**

(અને તે દિવસે દરેક ઉમ્મતને તું ભયના કારણે ઘૂંટણિયે પડેલી જોઈશ.)

Maktab-e-Ashraf

**'કુલ્લુ ઉમ્મતિન તુદઆ ઈલા કિતાબિહા'**

(૪૫ સૂરહ 'જાસિય્યહ' આયત ૨૮)

(દરેક કૌમ પોતપોતાના આમાલનામા તરફ બોલાવવામાં આવશે.)

ત્યારે જાણ થશે કે અહકરની ખિદમત, મહેનત કયાં સુધી સફળ થઈ અને કેટલાં માણસો આ કિતાબના ઝરિયાથી કુર્આન મજીદને પામીને ઈલ્મ અને અમલના લિહાઝથી **'યૌમુદ્દીન'** ના મોકા પર કામિયાબ થઈને દુનિયામાં આવવાનો પોતાનો મકસદ હાસિલ કરી ચૂકયા હતા.

- આખિરતનો અકીદહ,
- એની આવશ્યકતાઓ,
- ભવિષ્યમાં થનાર બનાવો,
- ઈન્સાને કઈ કઈ મંઝિલો પસાર કરીને કયાં સુધી સફર કરતાં કરતાં, કયા સ્થાને પહોંચવાનું છે, વગેરે વિગતોથી કુર્આન મજીદ ભરપૂર છે. અને એ જ એના ઉતરવાનો મકસદ છે કે ઈન્સાન મરવાથી પહેલાં આ હિદાયતની રાહને અપનાવે જે કુર્આન એની સામે રજૂ કરે છે :

**'ઈન્ન હાઝલ કુર્આ-ન યહદી લિલ્લતી હિ-ય અકવમુ.'**

(બેશક આ કુર્આન એવો રસ્તો બતાવે છે કે જે સૌથી સીધો છે.)

**[૧૭ સૂરહ 'બની ઈસરાઈલ' આયત ૯]**

LAKAD GANJ,
**NAGPUR 440 008**

ખાદિમ,
**અબ્દુલકરીમ પારેખ**

**૨૨, રબીઉલ અવ્વલ, ૧૪૨૧ મુતાબિક ૨૫, જૂન, ૨૦૦૦**

Maktab-e-Ashraf

# ઉર્દૂમાં પ્રગટ થયેલી આવૃત્તિઓ

| આવૃત્તિ | પ્રકાશન | વર્ષ | નકલો |
|---|---|---|---|
| ○ પહેલી | માર્ચ | ૧૯૫૨ | ૧, ૦૦૦ |
| ○ બીજી | જૂલાઈ | ૧૯૫૪ | ૧, ૦૦૦ |
| ○ ત્રીજી | જૂલાઈ | ૧૯૬૦ | ૧, ૦૦૦ |
| ○ ચોથી | સપ્ટેમ્બર | ૧૯૬૨ | ૧, ૦૦૦ |
| ○ પાંચમી | નવેમ્બર | ૧૯૬૩ | ૧, ૦૦૦ |
| ○ છઠ્ઠી | ઓગષ્ટ | ૧૯૬૫ | ૧, ૦૦૦ |
| ○ સાતમી | ડિસેમ્બર | ૧૯૬૮ | ૧, ૫૦૦ |
| ○ આઠમી | સપ્ટેમ્બર | ૧૯૬૯ | ૩, ૦૦૦ |
| ○ નવમી | જૂન | ૧૯૭૩ | ૧, ૦૦૦ |
| ○ દસમી | ફેબ્રુઆરી | ૧૯૭૭ | ૫, ૦૦૦ |
| ○ અગિયારમી | ફેબ્રુઆરી | ૧૯૭૮ | ૫, ૦૦૦ |
| ○ બારમી | જૂલાઈ | ૧૯૭૯ | ૩, ૦૦૦ |
| ○ તેરમી | સપ્ટેમ્બર | ૧૯૮૧ | ૫, ૦૦૦ |
| ○ ચૌદમી | સપ્ટેમ્બર | ૧૯૮૨ | ૫, ૦૦૦ |
| ○ પંદરમી | ઓગષ્ટ | ૧૯૮૩ | ૬, ૦૦૦ |
| ○ સોળમી | ઓક્ટોબર | ૧૯૮૫ | ૫, ૦૦૦ |
| ○ સત્તરમી | જૂલાઈ | ૧૯૮૭ | ૬, ૦૦૦ |
| ○ અઢારમી | સપ્ટેમ્બર | ૧૯૮૮ | ૨, ૦૦૦ |
| ○ ઓગણિસમી | નવેમ્બર | ૧૯૯૦ | ૩, ૦૦૦ |
| ○ વીસમી | ઓગષ્ટ | ૧૯૯૨ | ૫, ૦૦૦ |
| ○ એકવીસમી | જૂન | ૧૯૯૫ | ૬, ૦૦૦ |

આસાન લુગાતુલ કુર્આનની ઉર્દૂ આવૃત્તિઓ ૪૦ (ચાલીસ) કરતાં પણ વધારે વખત ભારત, પાકિસ્તાન અને બાંગલાદેશમાં પ્રકાશિત થઈ ચૂકી છે.

ઉપરાંત અંગ્રેજી, બંગલા, તુર્કી, હિન્દી અને તમિલ ભાષાઓમાં પણ કેટલીયે આવૃત્તિઓ અલ્લાહના ફઝલથી પ્રકાશિત થઈ ચૂકી છે.

પ્રથમ ગુજરાતી આવૃત્તિ : ઈસ્વી સન ૨૦૦૦ / હિજરી સન ૧૪૨૧

Maktab-e-Ashraf

# કુઆન શરીફના ત્રીસ પારહના નામો અને દરેકમાં નવા શબ્દોની સંખ્યા

| પારહ નંબર | પારહનું નામ | પાના નંબર | નવા શબ્દોની સંખ્યા | પારહ નંબર | પારહનું નામ | પાના નંબર | નવા શબ્દોની સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| 1 | الٓمّٓ | 119 | 896 | 16 | قَالَ اَلَم | 424 | 184 |
| 2 | سَيَقُوْل | 177 | 495 | 17 | اِقْتَرَبَ لِلنَّاس | 437 | 143 |
| 3 | تِلْكَ الرُّسُل | 210 | 457 | 18 | قَدْ اَفْلَح | 447 | 116 |
| 4 | لَنْ تَنَالُوا | 240 | 401 | 19 | وَ قَالَ الَّذِيْن | 456 | 120 |
| 5 | وَالْمُحْصَنٰت | 265 | 252 | 20 | اَمَّنْ خَلَق | 465 | 82 |
| 6 | لَا يُحِبُّ اللّٰه | 282 | 248 | 21 | اُتْلُ مَآ اُوْحِيَ | 471 | 66 |
| 7 | وَاِذَا سَمِعُوا | 298 | 304 | 22 | وَ مَنْ يَّقْنُت | 476 | 90 |
| 8 | وَلَوْ اَنَّنَا | 317 | 248 | 23 | وَ مَا لِي | 482 | 145 |
| 9 | قَالَ الْمَلَاُ | 333 | 251 | 24 | فَمَنْ اَظْلَم | 491 | 48 |
| 10 | وَ اعْلَمُوْٓا | 348 | 213 | 25 | اِلَيْهِ يُرَدّ | 495 | 86 |
| 11 | يَعْتَذِرُوْن | 362 | 146 | 26 | حٰمٓ | 501 | 92 |
| 12 | وَ مَا مِنْ دَآبَّة | 372 | 224 | 27 | قَالَ فَمَا خَطْبُكُم | 507 | 176 |
| 13 | وَ مَآ أُبَرِّئ | 387 | 165 | 28 | قَدْ سَمِعَ اللّٰه | 519 | 93 |
| 14 | رُبَمَا | 398 | 152 | 29 | تَبٰرَكَ الَّذِي | 527 | 238 |
| 15 | سُبْحٰنَ الَّذِيٓ | 409 | 224 | 30 | عَمَّ | 543 | 293 |

Maktab-e-Ashraf

# કુર્આન શરીફની 114 સૂરહની યાદી

| સૂરહનો નં. | સૂરહનું નામ | | પારહનો નંબર | કુલ રૂકૂઅ | કુલ આયાત | નવા શબ્દોની સંખ્યા | શબ્દોનો ક્રમાંક |
|---|---|---|---|---|---|---|---|
| 1 | اَلْفَاتِحَة | ફાતિહા | 1 | 1 | 7 | 29 | 1 થી 29 |
| 2 | اَلْبَقَرَة | બકરહ | 1-2-3 | 40 | 286 | 1628 | 30 થી 1657 |
| 3 | اٰلِ عِمْرَان | આલે ઈમરાન | 3-4 | 20 | 200 | 520 | 1658 થી 2177 |
| 4 | اَلنِّسَآء | નિસાઅ | 4-5-6 | 24 | 177 | 381 | 2178 થી 2558 |
| 5 | اَلْمَائِدَة | માએદહ | 6-7 | 16 | 120 | 280 | 2559 થી 2838 |
| 6 | اَلْاَنْعَام | અન્આમ | 7-8 | 20 | 165-166 | 354 | 2839 થી 3192 |
| 7 | اَلْاَعْرَاف | અઅરાફ | 8-9 | 24 | 206 | 336 | 3193 થી 3528 |
| 8 | اَلْاَنْفَال | અનફાલ | 9-10 | 10 | 75 | 104 | 3529 થી 3632 |
| 9 | اَلتَّوْبَة | તવબહ (બરાઅત) | 10-11 | 16 | 129 | 220 | 3633 થી 3852 |
| 10 | يُوْنُس | યૂનુસ | 11 | 11 | 109 | 81 | 3853 થી 3933 |
| 11 | هُوْد | હૂદ | 11-12 | 10 | 123 | 152 | 3934 થી 4085 |
| 12 | يُوْسُف | યૂસુફ | 12-13 | 12 | 111 | 139 | 4086 થી 4224 |
| 13 | اَلرَّعْد | રઅદ | 13 | 6 | 43 | 59 | 4225 થી 4283 |
| 14 | اِبْرٰهِيْم | ઈબ્રાહીમ | 13 | 7 | 52 | 46 | 4284 થી 4329 |
| 15 | اَلْحِجْر | હિજ્ર | 13-14 | 6 | 99 | 54 | 4330 થી 4383 |

| સૂરહનો નં. | સૂરહનું નામ | | પારહનો નંબર | કુલ રૂકૂઅ | કુલ આયત | નવા શબ્દોની સંખ્યા | શબ્દોનો ક્રમાંક |
|---|---|---|---|---|---|---|---|
| 16 | اَلنَّحْل | નહલ | 14 | 16 | 128 | 98 | 4384 થી 4481 |
| 17 | بَنِيْ اِسْرَآئِيْل | બની ઈસ્રાઈલ (અસરા) | 15 | 12 | 111 | 130 | 4482 થી 4611 |
| 18 | اَلْكَهْف | કહફ | 15-16 | 12 | 110 | 130 | 4612 થી 4741 |
| 19 | مَرْيَم | મરયમ | 16 | 6 | 98 | 56 | 4742 થી 4797 |
| 20 | طٰهٰ | તા–હા | 16 | 8 | 135 | 92 | 4798 થી 4889 |
| 21 | اَلْاَنْبِيَآء | અંબિયા | 17 | 7 | 112 | 65 | 4890 થી 4954 |
| 22 | حَجّ | હજ્જ | 17 | 10 | 78 | 78 | 4955 થી 5032 |
| 23 | اَلْمُؤْمِنُوْن | મુમિનૂન | 18 | 6 | 118 | 35 | 5033 થી 5067 |
| 24 | اَلنُّوْر | નૂર | 18 | 9 | 64 | 69 | 5068 થી 5136 |
| 25 | اَلْفُرْقَان | ફુરકાન | 18-19 | 6 | 77 | 46 | 5137 થી 5182 |
| 26 | اَلشُّعَرَآء | શોઅરા | 19 | 11 | 227 | 46 | 5183 થી 5228 |
| 27 | اَلنَّمْل | નમ્લ | 19-20 | 7 | 93 | 53 | 5229 થી 5281 |
| 28 | اَلْقَصَص | કસસ | 20 | 9 | 88 | 56 | 5282 થી 5337 |
| 29 | اَلْعَنْكَبُوْت | અનકબૂત | 20-21 | 7 | 69 | 15 | 5338 થી 5352 |
| 30 | اَلرُّوْم | રૂમ | 21 | 6 | 60 | 25 | 5353 થી 5377 |
| 31 | لُقْمٰن | લુકમાન | 21 | 4 | 34 | 17 | 5378 થી 5394 |
| 32 | اَلسَّجْدَة | સજદહ | 21 | 3 | 30 | 02 | 5395 થી 5396 |
| 33 | اَلْاَحْزَاب | અહઝાબ | 21-22 | 9 | 73 | 50 | 5397 થી 5446 |

Maktab-e-Ashraf

| સૂરહનો નં. | સૂરહનું નામ | | પારહનો નંબર | કુલ રુકૂઅ | કુલ આયત | નવા શબ્દોની સંખ્યા | શબ્દોનો ક્રમાંક |
|---|---|---|---|---|---|---|---|
| 34 | سَبَا | સબા | 22 | 6 | 54 | 35 | 5447 થી 5481 |
| 35 | فَاطِر | ફાતિર | 22 | 5 | 45 | 21 | 5482 થી 5502 |
| 36 | يٰسٓ | યા–સીન | 22-23 | 5 | 83 | 34 | 5503 થી 5536 |
| 37 | اَلصّٰفّٰت | સાફ્ફાત | 23 | 5 | 182 | 48 | 5537 થી 5584 |
| 38 | صٓ | સાદ | 23 | 5 | 88 | 51 | 5585 થી 5635 |
| 39 | اَلزُّمَر | ઝોમર | 23-24 | 8 | 75 | 31 | 5636 થી 5666 |
| 40 | مُؤْمِن | મુમિન | 24 | 9 | 85 | 14 | 5667 થી 5680 |
| 41 | حٰمٓ اَلسَّجْدَة | હા–મીમ સજદહ | 24-25 | 6 | 54 | 23 | 5681 થી 5703 |
| 42 | اَلشُّوْرٰى | શૂરા | 25 | 5 | 53 | 19 | 5704 થી 5722 |
| 43 | اَلزُّخْرُف | ઝુખરૂફ | 25 | 7 | 89 | 36 | 5723 થી 5758 |
| 44 | اَلدُّخَان | દુખાન | 25 | 3 | 59 | 19 | 5759 થી 5777 |
| 45 | اَلْجَاثِيَة | જાસિયહ | 25 | 4 | 37 | 08 | 5778 થી 5785 |
| 46 | اَلْاَحْقَاف | અહકાફ | 26 | 4 | 35 | 14 | 5786 થી 5799 |
| 47 | مُحَمَّد | મુહમ્મદ | 26 | 4 | 38 | 27 | 5800 થી 5826 |
| 48 | اَلْفَتْح | ફત્હ | 26 | 4 | 29 | 21 | 5827 થી 5847 |
| 49 | اَلْحُجُرٰت | હુજુરાત | 26 | 2 | 18 | 07 | 5848 થી 5854 |
| 50 | قٓ | કાફ | 26 | 3 | 45 | 12 | 5855 થી 5866 |
| 51 | اَلذّٰرِيٰت | ઝારિયાત | 26-27 | 3 | 60 | 13 | 5867 થી 5879 |

Maktab-e-Ashraf

| સૂરહનો નં. | સૂરહનું નામ | | પારહનો નંબર | કુલ રૂકુઅ | કુલ આયત | નવા શબ્દોની સંખ્યા | શબ્દોનો ક્રમાંક |
|---|---|---|---|---|---|---|---|
| 52 | اَلطُّوْر | તૂર | 27 | 2 | 49 | 17 | 5880 થી 5896 |
| 53 | اَلنَّجْم | નજમ | 27 | 3 | 62 | 27 | 5897 થી 5923 |
| 54 | اَلْقَمَر | કમર | 27 | 3 | 55 | 30 | 5924 થી 5953 |
| 55 | اَلرَّحْمٰن | રહમાન | 27 | 3 | 78 | 40 | 5954 થી 5993 |
| 56 | اَلْوَاقِعَة | વાકેઅહ | 27 | 3 | 96 | 42 | 5994 થી 6035 |
| 57 | اَلْحَدِيْد | હદીદ | 27 | 4 | 29 | 18 | 6036 થી 6053 |
| 58 | اَلْمُجَادَلَة | મુજાદલહ | 28 | 3 | 22 | 22 | 6054 થી 6075 |
| 59 | اَلْحَشْر | હશ્ર | 28 | 3 | 24 | 24 | 6076 થી 6099 |
| 60 | اَلْمُمْتَحِنَة | મુમ્તહેના | 28 | 2 | 13 | 08 | 6100 થી 6107 |
| 61 | اَلصَّفّ | સફ્ફ | 28 | 2 | 14 | 03 | 6108 થી 6110 |
| 62 | اَلْجُمُعَة | જુમુઅહ | 28 | 2 | 11 | 02 | 6111 થી 6112 |
| 63 | اَلْمُنٰفِقُوْن | મુનાફિકૂન | 28 | 2 | 11 | 06 | 6113 થી 6118 |
| 64 | اَلتَّغَابُن | તગાબુન | 28 | 2 | 18 | 01 | 6119 |
| 65 | اَلطَّلَاق | તલાક | 28 | 2 | 12 | 11 | 6120 થી 6130 |
| 66 | اَلتَّحْرِيْم | તહરીમ | 28 | 2 | 12 | 16 | 6131 થી 6146 |
| 67 | اَلْمُلْك | મુલ્ક | 29 | 2 | 30 | 23 | 6147 થી 6169 |
| 68 | اَلْقَلَم | કલમ | 29 | 2 | 52 | 30 | 6170 થી 6199 |
| 69 | اَلْحَاقَّة | અલ હાક્કહ | 29 | 2 | 52 | 36 | 6200 થી 6235 |
| 70 | اَلْمَعَارِج | મઆરિજ | 29 | 2 | 44 | 17 | 6236 થી 6252 |

| સૂરહનો નં. | સૂરહનું નામ | | પારહનો નંબર | કુલ રુકૂઅ | કુલ આયત | નવા શબ્દોની સંખ્યા | શબ્દોનો ક્રમાંક |
|---|---|---|---|---|---|---|---|
| 71 | نُوْح | નૂહ | 29 | 2 | 28 | 11 | 6253 થી 6263 |
| 72 | اَلْجِنّ | જિન્ન | 29 | 2 | 28 | 18 | 6264 થી 6281 |
| 73 | اَلْمُزَّمِّل | મુઝમ્મિલ | 29 | 2 | 20 | 15 | 6282 થી 6296 |
| 74 | اَلْمُدَّثِّر | મુદસ્સિર | 29 | 2 | 56 | 26 | 6297 થી 6322 |
| 75 | اَلْقِيٰمَة | કિયામહ | 29 | 2 | 40 | 18 | 6323 થી 6340 |
| 76 | اَلدَّهْر | દહર | 29 | 2 | 31 | 23 | 6341 થી 6363 |
| 77 | اَلْمُرْسَلٰت | મુરસલાત | 29 | 2 | 50 | 21 | 6364 થી 6384 |
| 78 | اَلنَّبَا | નબા | 30 | 2 | 40 | 18 | 6385 થી 6402 |
| 79 | اَلنّٰزِعٰت | નાઝિઆત | 30 | 2 | 46 | 23 | 6403 થી 6425 |
| 80 | عَبَس | અ બ સ | 30 | 1 | 42 | 17 | 6426 થી 6442 |
| 81 | اَلتَّكْوِيْر | તકવીર | 30 | 1 | 29 | 17 | 6443 થી 6459 |
| 82 | اَلْاِنْفِطَار | ઈનફિતાર | 30 | 1 | 19 | 03 | 6460 થી 6462 |
| 83 | اَلْمُطَفِّفِيْن | મુતફ્ફેફીન (તતફીફ) | 30 | 1 | 36 | 18 | 6463 થી 6480 |
| 84 | اَلْاِنْشِقَاق | ઈન્શીકાક | 30 | 1 | 25 | 12 | 6481 થી 6492 |
| 85 | اَلْبُرُوْج | બુરૂજ | 30 | 1 | 22 | 03 | 6493 થી 6495 |
| 86 | اَلطَّارِق | તારિક | 30 | 1 | 17 | 10 | 6496 થી 6505 |
| 87 | اَلْاَعْلٰى | અઅલા | 30 | 1 | 19 | 06 | 6506 થી 6511 |
| 88 | اَلْغَاشِيَة | ગાશિયહ | 30 | 1 | 26 | 14 | 6512 થી 6525 |

Maktab-e-Ashraf

| સૂરહનો નં. | સૂરહનું નામ | | પારહનો નંબર | કુલ રૂકૂઅ | કુલ આયત | નવા શબ્દોની સંખ્યા | શબ્દોનો ક્રમાંક |
|---|---|---|---|---|---|---|---|
| 89 | اَلْفَجْر | ફજ્ર | 30 | 1 | 30 | 15 | 6526 થી 6540 |
| 90 | اَلْبَلَد | બલદ | 30 | 1 | 20 | 12 | 6541 થી 6552 |
| 91 | اَلشَّمْس | શમ્સ | 30 | 1 | 15 | 07 | 6553 થી 6559 |
| 92 | اَللَّيْل | લૈલ | 30 | 1 | 21 | 06 | 6560 થી 6565 |
| 93 | اَلضُّحٰى | ઝુહા | 30 | 1 | 11 | 08 | 6566 થી 6573 |
| 94 | اَلْاِنْشِرَاح | ઈન્શેરાહ | 30 | 1 | 8 | 05 | 6574 થી 6578 |
| 95 | اَلتِّيْن | તીન | 30 | 1 | 8 | 04 | 6579 થી 6582 |
| 96 | اَلْعَلَق | અલક | 30 | 1 | 19 | 07 | 6583 થી 6589 |
| 97 | اَلْقَدْر | કદ્ર | 30 | 1 | 5 | 01 | 6590 |
| 98 | اَلْبَيِّنَة | બય્યેનહ | 30 | 1 | 8 | 04 | 6591 થી 6594 |
| 99 | اَلزِّلْزَال | ઝિલઝાલ | 30 | 1 | 8 | 05 | 6595 થી 6599 |
| 100 | اَلْعٰدِيٰت | આદિયાત | 30 | 1 | 11 | 11 | 6600 થી 6610 |
| 101 | اَلْقَارِعَة | કારિઅહ | 30 | 1 | 11 | 06 | 6611 થી 6616 |
| 102 | اَلتَّكَاثُر | તકાસુર | 30 | 1 | 8 | 04 | 6617 થી 6620 |
| 103 | اَلْعَصْر | અસ્ર | 30 | 1 | 3 | 03 | 6621 થી 6623 |
| 104 | اَلْهُمَزَة | હોમઝહ | 30 | 1 | 9 | 09 | 6624 થી 6632 |
| 105 | اَلْفِيْل | ફીલ | 30 | 1 | 5 | 06 | 6633 થી 6638 |
| 106 | قُرَيْش | કુરૈશ | 30 | 1 | 4 | 04 | 6639 થી 6642 |
| 107 | اَلْمَاعُوْن | માઊન | 30 | 1 | 7 | 03 | 6643 થી 6645 |

| સૂરહનો નં. | સૂરહનું નામ | | પારહનો નંબર | કુલ રૂકૂઅ | કુલ આયત | નવા શબ્દોની સંખ્યા | શબ્દોનો ક્રમાંક |
|---|---|---|---|---|---|---|---|
| 108 | اَلْكَوْثَر | કૌસર | 30 | 1 | 3 | 04 | 6646 થી 6649 |
| 109 | اَلْكَافِرُوْن | કાફિરૂન | 30 | 1 | 6 | 05 | 6650 થી 6654 |
| 110 | اَلنَّصْر | નસ્ર | 30 | 1 | 3 | 02 | 6655 થી 6656 |
| 111 | اَللَّهَب | લહબ | 30 | 1 | 5 | 08 | 6657 થી 6664 |
| 112 | اَلْاِخْلَاص | ઈખ્લાસ | 30 | 1 | 4 | 05 | 6665 થી 6669 |
| 113 | اَلْفَلَق | ફલક | 30 | 1 | 5 | 06 | 6670 થી 6675 |
| 114 | اَلنَّاس | નાસ | 30 | 1 | 6 | 03 | 6676 થી 6678 |
| કુલ સંખ્યા ➡ | | | 30 | 558 | 6238 | 6678 | - |

## વિસ્મયકારક આંકડાકીય માહિતી

કુર્આન શરીફમાં :–

- 30 (ત્રીસ) પારહ (ખંડો) છે.
- 114 (એકસો ચૌદ) સૂરહ (પ્રકરણ) છે.
- 558 (પાંચસો અઠ્ઠાવન) રૂકૂઅ (પરિચ્છેદ) છે.
- 6238 (છ હઝાર બસો આડત્રીસ) આયત (વાકયો) છે.
- કુર્આને કરીમનો આ પણ એક મોઅજિઝહ (ચમત્કાર) છે કે આટલા અલ્પ શબ્દોમાં જ્ઞાનનો આખો સાગર છલકાવી દીધો છે !

Maktab-e-Ashraf

## અહો ! કેટલું આસાન !

- કુર્આન શરીફની કુલ 114 (એકસો ચૌદ) સૂરહ પૈકી 60 (સાંઠ) અર્થાત અરધી સૂરહ તો એવી છે કે જેમાં નવા શબ્દોની સંખ્યા 20 (વીસ) કરતાંયે ઓછી છે !
- બીજી 40 (ચાલીસ) સૂરહ એવી છે જેમાં નવા શબ્દોની સંખ્યા માત્ર 20 (વીસ) થી 60 (સાંઠ) સુધી જ છે.
- ઉપરની બંને પ્રકારની સૂરહનો સરવાળો 100 (એકસો) થાય છે.
- હવે રહી માત્ર 14 (ચૌદ) સૂરહ જેમાં નવા શબ્દોની સંખ્યા 60 (સાંઠ) કરતાં વધારે છે !
- હવે આપ જ કહો, આસાન છે કે નહિ ?

દરરોજ માત્ર એક જ સૂરહના શબ્દો યાદ કરી લેવામાં આવે તો 4 (ચાર) મહિનામાં આસાનીથી આખો શબ્દકોશ કંઠસ્થ થઈ જાય !

અલ્લાહનું નામ લઈને આજથી જ શરૂ કરો, ફતેહ છે આગે !

## સંક્ષેપોની સમજૂતી

| | | |
|---|---|---|
| એ.વ. | : | એક વચન |
| દ્વિ.વ. | : | દ્વિ વચન |
| બ.વ. | : | બહુ વચન |
| ક્રિ.પ. | : | ક્રિયાપદ |
| પુ.લિં. | : | પુલ્લિંગ, નરજાતિ |
| સ્ત્રી. લિં. | : | સ્ત્રીલિંગ, નારિજાતિ |
| સ.ના. | : | સર્વનામ |
| કર્ત.પ્ર. | : | કર્તરિ પ્રયોગ Active Voice |
| કર્મ.પ્ર. | : | કર્મણિ પ્રયોગ Passive Voice |
| ભૂ.કા. | : | ભૂતકાળ Past Tense |
| વર્ત.કા. | : | વર્તમાનકાળ Present Tense |
| ભવિ.કા. | : | ભવિષ્યકાળ Future Tense |

(કૌંસમાં લખેલા ત્રણ અરબી અક્ષરો શબ્દનું મૂળ રૂપ દર્શાવે છે.)

Maktab-e-Ashraf



وَالَّذِيْنَ جَاهَدُوْا فِيْنَا
لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَا

અને જેઓ અમારા માટે
પ્રયત્નશીલ
થશે તેમને જરૂર
અમે અમારા માર્ગો દેખાડીશું.

[ 29 સૂરહ 'અન્કબૂત' : 69 ]



Maktab-e-Ashraf

# પાઠ - 1

## કર્તા અને વિધેય

(1) અલ્લાહ ખાલિક (સર્જનહાર) છે.
(2) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) નબી છે.
(3) તારિક મુજાહિદ છે.

- આ પ્રકારના શબ્દોને અરબી ભાષામાં :–
  મુબ્તિદા અને ખબર કહે છે.
- અંગ્રેજી ભાષામાં SUBJECT અને PREDICATE કહે છે.
- ગુજરાતી ભાષામાં કર્તા અને વિધેય કહે છે.
- ત્રણે વાકયોના શરૂઆતના શબ્દો કર્તા છે અને પાછળના શબ્દો વિધેય છે.

**નિયમ :–**

આ શબ્દોનું અરબી બનાવવું હોય તો દરેક શબ્દને ૨(બે) પેશ લગાવી દો.

(1) اَللّٰهُ خَالِقٌ (અલ્લાહુ ખાલિકુન) અલ્લાહ સર્જનહાર છે.

(2) مُحَمَّدٌ نَبِيٌّ (મુહમ્મદુન નબિય્યુન) મુહમ્મદ (સલ.) નબી છે.

(3) طَارِقٌ مُجَاهِدٌ (તારિકુન મુજાહિદુન) તારિક મુજાહિદ છે.

કેટલી આસાન વાત છે !

## સ્વાધ્યાય 1

આ પાઠના અંતે આપેલા શબ્દો અને તેના અર્થોને સારી રીતે યાદ કરીલો અને પછી નીચેના અરબી વાકયોનું ગુજરાતીમાં ભાષાંતર કરો.

Maktab_e_Ashraf

| | | |
|---|---|---|
| (1) | اَلْعَبْدُ صَالِحٌ | (અલ્અબ્દુ સાલિહુન) |
| (2) | اَلْاِبْنُ صَغِيْرٌ | (અલ્ઈબ્નુ સગીરુન) |
| (3) | اَلْجُنْدُ كَبِيْرٌ | (અલ્જુન્દુ કબીરુન) |
| (4) | اَلرَّجُلُ ذَكِيٌّ | (અર્રજુલુ ઝકિય્યુન) |
| (5) | حَامِدٌ عَالِمٌ | (હામિદુન આલિમુન) |
| (6) | خَالِدٌ قَوِيٌّ | (ખાલિદુન કવિય્યુન) |

## સ્વાધ્યાય 2

નીચેના વાક્યોનું અરબીમાં ભાષાંતર કરો.

(1) રસ્તો સીધો છે.

(2) મામા નેક છે.

(3) ઘર મોટું છે.

(4) દોસ્ત નેક છે.

(5) પુત્ર સાચો છે.

(6) ભાઈ ઈબાદતગુઝાર છે.

(7) ખાલિદ પુત્ર છે.

(8) હામિદ ચાચા છે.

Maktab-e-Ashraf

# પુલ્લિંગ અને સ્ત્રીલિંગ

ઉપર આપેલાં બધાં શબ્દો મુઝક્કર (પુલ્લિંગ અર્થાત નરજાતિના) હતા. હવે મુઅન્નસ (સ્ત્રીલિંગ અર્થાત નારીજાતિના) શબ્દોની અલામત (નિશાની) સારી રીતે સમજી લો.

**નિયમ :–**

આસાન વાત આ છે કે જેવી રીતે આપણે ઉર્દૂમાં નર માટે 'જમીલ' અને નારી માટે 'જમીલા' શબ્દ વાપરીએ છીએ, તેજ રીતે અરબીમાં પણ નરજાતિના (પુલ્લિંગ) નામની પાછળ ગોલ 'ત' 'ةٌ' લગાવવાથી નારી જાતિનું (સ્ત્રીલિંગ) નામ બની જાય છે. દાખલા તરીકે :–

| ક્રમ | નરજાતિ (પુલ્લિંગ) | | નારિજાતિ (સ્ત્રીલિંગ) | |
|---|---|---|---|---|
| 1 | رَاشِدٌ | રાશિદુન | رَاشِدَةٌ | રાશિદતુન |
| 2 | صَالِحٌ | સાલિહુન | صَالِحَةٌ | સાલિહતુન |
| 3 | خَالِدٌ | ખાલિદુન | خَالِدَةٌ | ખાલિદતુન |
| 4 | عَابِدٌ | આબિદુન | عَابِدَةٌ | આબિદતુન |

Maktab-e-Ashraf

## અભ્યાસ (મહાવરો)

નીચેના વાકયોનો બારીકીથી અભ્યાસ કરો.

| ક્રમ | નરજાતિ (પુલ્લિંગ) | નારિજાતિ (સ્ત્રીલિંગ) |
|---|---|---|
| 1 | اَلْاِبْنُ جَمِيْلٌ<br>અલઈબ્નુ જમીલુન | اَلْبِنْتُ جَمِيْلَةٌ<br>અલબિન્તુ જમીલતુન |
| 2 | اَلْاَبُ صَالِحٌ<br>અલ અબુ સાલિહુન | اَلْاُمُّ صَالِحَةٌ<br>અલઉમ્મુ સાલિહતુન |
| 3 | اَلْاَخُ ذَكِيٌّ<br>અલ અખુ ઝકિય્યુન | اَلْاُخْتُ ذَكِيَّةٌ<br>અલઉખ્તુ ઝકિય્યતુન |
| 4 | اَلْخَالُ ذَكِيٌّ<br>અલ ખાલુ ઝકિય્યુન | اَلْخَالَةُ ذَكِيَّةٌ<br>અલખાલતુ ઝકિય્યતુન |

## 'અલ'નો ઉપયોગ

કોઈ શબ્દમાં ખુસૂસિયત (વિશિષ્ટતા) પેદા કરવા માટે જેવી રીતે અંગ્રેજીમાં 'THE' શબ્દોનો ઉપયોગ થાય છે તેવી રીતે અરબીમાં 'અલ'નો ઉપયોગ થાય છે.

**નિયમ :-**

કોઈ શબ્દની આગળ જયારે 'અલ' લગાવવામાં આવે છે ત્યારે તે

Maktab-e-Ashraf

શબ્દની ઉપર બે પેશની જગાએ માત્ર એક જ પેશ લગાવવામાં આવે છે.

નમૂના તરીકે નીચે લખેલાં શબ્દો પર વિચાર કરો તો વાત સમજમાં આવી જશે.

| ક્રમ | 'અલ' વગરના શબ્દો | | 'અલ' લગાવેલા શબ્દો | |
|---|---|---|---|---|
| 1 | حَمْدٌ | હમ્દુન | اَلْحَمْدُ | અલહમ્દુ |
| 2 | اِنْسَانٌ | ઈન્સાનુન | اَلْاِنْسَانُ | અલઈન્સાનુ |
| 3 | رَسُوْلٌ | રસૂલુન | اَلرَّسُوْلُ | અર્રસૂલુ |

## અભ્યાસ (મહાવરો)

| ક્રમ | 'અલ' વગરના શબ્દો | 'અલ' લગાવેલા શબ્દો |
|---|---|---|
| 1 | رَجُلٌ قَوِیٌّ<br>રજુલુન કવિય્યુન | اَلرَّجُلُ قَوِیٌّ<br>અર્રજુલુ કવિય્યુન |
| 2 | اَبٌ صَالِحٌ<br>અબુન સાલિહુન | اَلْاَبُ صَالِحٌ<br>અલઅબુ સાલિહુન |

ઉપરના વાકયોમાં દર્શાવવામાં આવ્યું છે કે 'અલ' લગાવવાથી બે પેશની જગાએ એક પેશ બાકી રહે છે.

**ધ્યાનમાં રાખવા યોગ્ય બાબતો**

૧ મુબ્તિદા (કર્તા) અને ખબર (વિધેય), દરેક પર અરબીમાં બે-બે પેશ લગાવવામાં આવે છે.

Maktab-e-Ashraf

૨ 'અલ'વાપરવાથી બે પેશની જગાએ માત્ર એક પેશ બાકી રહે છે.

૩ મુઅન્નસ (સ્ત્રીલિંગ)ની અલામત (નિશાની) ગોલ 'ત' 'ة' હોય છે.

૪ પહેલો શબ્દ અર્થાત મુબ્તિદા (કર્તા) જો મુઅન્નસ (સ્ત્રીલિંગ) હોય તો તેની ખબર (વિધેય) પણ મુઅન્નસ (સ્ત્રીલિંગ) હશે. એ જ પ્રમાણે જો પહેલો શબ્દ (કર્તા) મુઝક્કર (પુલ્લિંગ) હશે તો વિધેય પણ મુઝક્કર (પુલ્લિંગ) હશે. દાખલા તરીકે :—

(1) اَلْاُمُّ صَالِحَةٌ (અલ ઉમ્મુ સાલિહતુન) મા નેક છે.

(2) اَلْاَبُ صَالِحٌ (અલ અબુ સાલિહુન) બાપ નેક છે.

## વિશેષણ અને વિશેષ્ય

'મુબ્તિદા' અને 'ખબર' (કર્તા અને વિધેય)નો પાઠ અલ્હમ્દુલિલ્લાહ આપે શીખી લીધો. એને મળતો આવતો એક નાનો પાઠ : 'સિફત' અને 'મૌસૂફ' ['વિશેષણ અને વિશેષ્ય']નો પણ અહીં શીખી લો. અમે એ પાઠ અલગ નથી લખ્યો.

- 'સિફત' (વિશેષણ) એટલે ગુણ અથવા પ્રશંસા.
- 'મૌસૂફ' (વિશેષ્ય) એટલે જેનો ગુણ અથવા પ્રશંસા દર્શાવવામાં આવે તે, પ્રશસ્ય.

દાખલા તરીકે :

મોટું ઘર.

આ વાકયમાં 'મોટું' વિશેષણ છે અને 'ઘર' વિશેષ્ય છે.



વિધાર્થીઓના માટે આસાન (Short cut) તરીકાથી કુર્આનની અરબી ભાષા શીખવવા માટે 'વિશેષણ અને વિશેષ્ય'ને લગતા કેટલાક

Maktab-e-Ashraf

સાદા નિયમો નીચે લખ્યા છે તેને બરાબર સમજી લો.

**નિયમ : ૧**

'સિફત' અને 'મૌસૂફ' વિશેષણ અને વિશેષ્ય બંને શબ્દોને બે-બે પેશ લાગે છે.

**નિયમ : ૨**

જો પહેલા શબ્દ પર 'અલ' આવશે તો બીજા શબ્દ પર પણ 'અલ' આવશે. અને બે પેશની જગાએ એક પેશ લાગશે.

**સૂચના :-**

'મુબ્તિદા' અને 'ખબર' (કર્તા અને વિધેય)માં પહેલાં શબ્દ પર 'અલ' હોય તો બીજા શબ્દ પર 'અલ' આવતો નથી.

**નિયમ : ૩**

'મુબ્તિદા' અને 'ખબર' (કર્તા અને વિધેય) તેમજ 'સિફત' અને 'મૌસૂફ' (વિશેષણ અને વિશેષ્ય) બંને પ્રકારના વાકયોમાં :

જો પહેલો શબ્દ સ્ત્રીલિંગ હશે તો બીજો શબ્દ પણ સ્ત્રીલિંગ હશે.
જો પહેલો શબ્દ પુલ્લિંગ હશે તો બીજો શબ્દ પણ પુલ્લિંગ હશે.

**નિયમ : ૪**

ગુજરાતીમાં પ્રથમ સિફત (વિશેષણ) અને પછી મૌસૂફ (વિશેષ્ય) આવે છે. દાખલા તરીકે :-

| | વિશેષણ | વિશેષ્ય |
|---|---|---|
| ૧ | સાચો | મુસલમાન |
| ૨ | નેક | આદમી |
| ૩ | મોટી | મસ્જિદ |
| ૪ | નાની | કિતાબ |
| ૫ | અમાનતદાર | ચાચા |



Maktab-e-Ashraf

અરબીમાં પ્રથમ મૌસૂફ (વિશેષ્ય) અને પછી સિફત (વિશેષણ) આવે છે. એટલે ઉપરના વાકયોનું અરબી કરવું હોય તો શબ્દોનો ક્રમ ઉલ્ટાવીને બંને શબ્દો પર બે–બે પેશ મૂકવામાં આવશે. ઉપરના ગુજરાતી વાકયોનું અરબી ભાષાંતર જુઓ.

| | | | |
|---|---|---|---|
| (1) | સાચો મુસલમાન | مُسْلِمٌ صَادِقٌ | (મુસ્લિમુન સાદિકુન) |
| (2) | નેક આદમી | رَجُلٌ صَالِحٌ | (રજુલુન સાલેહુન) |
| (3) | મોટી મસ્જિદ | مَسْجِدٌ كَبِيْرٌ | (મસ્જિદુન કબીરુન) |
| (4) | નાની કિતાબ | كِتَابٌ صَغِيْرٌ | (કિતાબુન સગીરુન) |
| (5) | અમાનતદાર ચાચા | عَمٌّ اَمِيْنٌ | (અમ્મુન અમીનુન) |

## પહેલા પાઠના ઉપયોગી શબ્દોના અર્થો

| | | | |
|---|---|---|---|
| (1) | صَادِقٌ | (સાદિકુન) | સાચો |
| (2) | اَخٌ | (અખુન) | ભાઈ, બંધુ |
| (3) | عَابِدٌ | (આબિદુન) | ઈબાદત કરનાર |
| (4) | عَمٌّ | (અમ્મુન) | ચાચા, કાકા |
| (5) | عَمَّةٌ | (અમ્મતુન) | ફુઈ, ચાચી, કાકી |
| (6) | جَمِيْلٌ | (જમીલુન) | ખૂબસૂરત (પુ.) |
| (7) | جَمِيْلَةٌ | (જમીલતુન) | ખૂબસૂરત (સ્ત્રી.) |
| (8) | بِنْتٌ | (બિનતુન) | બેટી, પુત્રી, દીકરી |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| (9) | اَبٌ | (અબુન) | બાપ, પિતા |
| (10) | خَالِقٌ | (ખાલિકુન) | પેદા કરનાર, સર્જનહાર |
| (11) | عَبْدٌ | (અબ્દુન) | બંદો |
| (12) | صَالِحٌ | (સાલિહુન) | નેક, સદાચારી |
| (13) | اِبْنٌ | (ઈબ્નુન) | બેટો, પુત્ર, દીકરો |
| (14) | صَغِيْرٌ | (સગીરુન) | નાનો (પુ.) |
| (15) | صَغِيْرَةٌ | (સગીરતુન) | નાની (સ્ત્રી.) |
| (16) | كَبِيْرٌ | (કબીરુન) | મોટો (પુ.) |
| (17) | كَبِيْرَةٌ | (કબીરતુન) | મોટી (સ્ત્રી.) |
| (18) | جُنْدٌ | (જુન્દુન) | લશ્કર, સૈન્ય |
| (19) | رَجُلٌ | (રજુલુન) | આદમી, માણસ, માનવી |
| (20) | ذَكِيٌّ | (ઝકિય્યુન) | પ્રવિણ, દક્ષ, ઝહીન, બુધ્ધિશાળી |
| (21) | قَوِيٌّ | (કવિય્યુન) | બળવાન, જોરાવર, શક્તિવાન |
| (22) | صِرَاطٌ | (સિરાતુન) | રસ્તો, માર્ગ |
| (23) | مُسْتَقِيْمٌ | (મુસ્તકીમુન) | સીધો |
| (24) | خَالٌ | (ખાલુન) | મામા |
| (25) | خَالَةٌ | (ખાલતુન) | ખાલા, માસી |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| (26) | بَيْتٌ | (બૈતુન) | ઘર |
| (27) | صَدِيْقٌ | (સદીકુન) | દોસ્ત, મિત્ર |
| (28) | أُمٌّ | (ઉમ્મુન) | મા, માતા |
| (29) | أُخْتٌ | (ઉખ્તુન) | બહેન, ભગિની |
| (30) | حَمْدٌ | (હમ્દુન) | તારીફ, વખાણ, પ્રશંસા |
| (31) | رَفِيْعٌ | (રફીઉન) | ઊંચું, બુલંદ |
| (32) | دِيْنٌ | (દીનુન) | બદલો, ઈન્સાફ, કાનૂન |
| (33) | مَجِيْدٌ | (મજીદુન) | બુઝુર્ગીવાળો |
| (34) | عَابِدَةٌ | (આબિદતુન) | ઈબાદત કરવાવાળી (સ્ત્રી.) |
| (35) | نَبِيٌّ | (નબિય્યુન) | નબી, પૈગમ્બર |



Maktab-e-Ashraf

# પાઠ - 2

## સંબંધ વિભક્તિ

ગુજરાતીમાં જેને સંબંધ વિભક્તિ કહે છે તેને અરબીમાં 'મુઝાફ' અને 'મુઝાફ ઈલૈહ' કહે છે. અંગ્રેજીમાં Possessive Case કહે છે.

□

ગુજરાતી ભાષામાં સંબંધ વિભક્તિ દર્શાવવા માટે પ્રથમ પદની પાછળ નો, ની, નું, ના વગેરે પ્રત્યયો (અનુગ) લગાડવામાં આવે છે. દાખલા તરીકે :–

(1) કુર્આનનો હુકમ (2) હૂદની કોમ

(3) રસૂલની દઅવત

**નિયમ : 1**

1 આ પ્રકારના શબ્દોનું અરબી બનાવવા માટે ગુજરાતી ભાષામાં શબ્દોનો જે ક્રમ છે તેને ઉલટાવી દો. અર્થાત :– (1) હુકમ કુર્આનનો. (2) કોમ હૂદની. (3) દઅવત રસૂલની.

2 પહેલા શબ્દના છેલ્લા અક્ષર ઉપર એક પેશ લગાવો.

3 બીજા શબ્દના છેલ્લા અક્ષરની નીચે બે ઝેર લગાવો.

**નિયમ : 2**

જો બીજા શબ્દની આગળ 'અલ' શબ્દ આવે તો તે શબ્દના છેલ્લા અક્ષરની નીચે બે ઝેરની જગાએ માત્ર એક જ ઝેર લગાવો.

આ નિયમો પ્રમાણે ઉપરના ત્રણ ગુજરાતી વાકયોનું અરબી નીચે પ્રમાણે થશે.

| | | | |
|---|---|---|---|
| (1) | حُكْمُ الْقُرْآنِ | (હુકમુલ કુર્આન) | કુર્આનનો હુકમ |
| (2) | قَوْمُ هُوْدٍ | (કૌમુ હૂદિન) | હૂદની કોમ |
| (3) | دَعْوَةُ الرَّسُوْلِ | (દઅવતુર્રસૂલિ) | રસૂલની દઅવત |

Maktab-e-Ashraf

## અભ્યાસ (મહાવરો)

નીચેના ગુજરાતી વાકયોના અરબી અનુવાદનો ધ્યાનથી અભ્યાસ કરો.

| | | | |
|---|---|---|---|
| (1) | عِبَادُ اللّٰهِ | (ઈબાદુલ્લાહિ) | અલ્લાહના બંદા |
| (2) | بَيْتُ اللّٰهِ | (બૈતુલ્લાહિ) | અલ્લાહનું ઘર |
| (3) | خَلْقُ اللّٰهِ | (ખલ્કુલ્લાહિ) | અલ્લાહની મખ્લૂક |

## સ્વાધ્યાય 3

પ્રશ્ન : 1 નીચેના અરબી શબ્દોનું ગુજરાતી ભાષાંતર લખો.

| | | |
|---|---|---|
| (1) | كِتَابُ اللّٰهِ | (કિતાબુલ્લાહિ) |
| (2) | كَلَامُ اللّٰهِ | (કલામુલ્લાહિ) |
| (3) | سُنَّةُ الرَّسُوْلِ | (સુન્નતુર્રસૂલિ) |
| (4) | رَبُّ الْاِنْسَانِ | (રૈબુલઈન્સાનિ) |
| (5) | ذِكْرُ الرَّحْمٰنِ | (ઝિક્રુર્રહમાનિ) |
| (6) | فَضْلُ اللّٰهِ | (ફઝ્લુલ્લાહિ) |
| (7) | يَوْمُ الدِّيْنِ | (યૌમુદ્દીનિ) |
| (8) | اِقَامَةُ الصَّلٰوةِ | (ઈકામતુસ્સલાતિ) |
| (9) | رَحْمَةُ اللّٰهِ | (રહમતુલ્લાહિ) |
| (10) | اِطَاعَةُ الْوَالِدَيْنِ | (ઈતાઅતુલવાલિદૈનિ) |

Maktab-e-Ashraf

**પ્રશ્ન : 2** નીચેના ગુજરાતી શબ્દોનું અરબીમાં ભાષાંતર કરો.

(1) અલ્લાહની જમીન

(2) લોકોની સરકશી

(3) આખિરતનું ઘર

(4) ગુનેહગારનો ખોરાક

(5) હામિદનું ઘર

## બીજા પાઠના ઉપયોગી શબ્દોના અર્થો

| | | | |
|---|---|---|---|
| (1) | اَلصَّلٰوةُ | (અસ્સલાતુ) | નમાઝ |
| (2) | اَلنَّاسُ | (અન્નાસો) | લોકો |
| (3) | لَبَنٌ | (લબનુન) | દૂધ |
| (4) | بَقَرٌ | (બકરુન) | ગાય |
| (5) | رَيْبٌ | (રૈબુન) | શક, શંકા |
| (6) | اِقَامَةٌ | (ઈકામતુન) | કાયમ કરવું |
| (7) | اِطَاعَةٌ | (ઈતાઅતુન) | ઈતાઅત કરવું, અનુસરણ |
| (8) | اَرْضٌ | (અર્ઝુન) | જમીન, ધરતી |
| (9) | طُغْيَانٌ | (તુગ્યાનુન) | સરકશી, માથું ફેરવવું |
| (10) | اٰخِرَةٌ | (આખિરતુન) | આખિરત |
| (11) | دَارٌ | (દારુન) | ઘર |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| (12) | اَثِيْمٌ | (અસીમુન) | ગુનેહગાર, પાપી, અપરાધી |
| (13) | طَعَامٌ | (તઆમુન) | ખોરાક, ભોજન |
| (14) | خَيْلٌ | (ખૈલુન) | ઘોડો |
| (15) | وَالِدَيْنِ | (વાલેદૈનિ) | મા–બાપ, માતા–પિતા |
| (16) | سُنَّةٌ | (સુન્નતુન) | આદત, તરીકો, રીતભાત |
| (17) | يَوْمٌ | (યૌમુન) | દિન, દિવસ |



Maktab-e-Ashraf

# પાઠ - 3

## ક્રિયાપદ

ક્રિયાપદનો પાઠ સમજવા પહેલાં કેટલાક અરબી શબ્દોના સમાનાર્થી ગુજરાતી અને અંગ્રેજી શબ્દો યાદ કરી લો.

| અરબી શબ્દ | | ગુજરાતી | અંગ્રેજી |
|---|---|---|---|
| فِعل | ફેઅલ | ક્રિયાપદ | Verb |
| زَمَانه | ઝમાના | કાળ | Tense |
| زَمَانه مَاضی | ઝમાના માઝી | ભૂતકાળ | Past Tense |
| زَمَانه حَال | ઝમાના હાલ | વર્તમાનકાળ | Present Tense |
| زَمَانه مستقبل | ઝમાના મુસ્તક્બિલ | ભવિષ્યકાળ | Future Tense |
| معروف | મઅરૂફ | કર્તૃ વાચ્ય (કર્તરિ પ્રયોગ) | Active Voice |
| مجهول | મજહૂલ | કર્મ વાચ્ય (કર્મણિ પ્રયોગ) | Passive Voice |
| غائب | ગાઈબ | ત્રીજો પુરુષ | Third Person |
| حاضر | હાઝિર | બીજો પુરુષ | Second Person |
| متكلم | મુતકલ્લિમ | પહેલો પુરુષ | First Person |
| مذكر | મુઝક્કર | પુલ્લિંગ | Masculine Gender |
| مؤنث | મુઅન્નસ | સ્ત્રીલિંગ | Feminine Gender |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| واحد | વાહિદ | એકવચન | Singular |
| تَثْنِيَه | તસ્નિયા | દ્વિવચન | Dual |
| جمع | જમા | બહુવચન | Plural |

## ભૂતકાળ

| પુરુષ | વચન | પુલ્લિંગ (નર જાતિ) | સ્ત્રીલિંગ (નારિ જાતિ) |
|---|---|---|---|
| ત્રીજો પુરુષ | એ.વ. | فَعَلَ ફ-અ-લ<br>તેણે કર્યું. | فَعَلَتْ ફ-અ-લત<br>તેણીએ કર્યું. |
| | દ્વિ.વ. | فَعَلَا ફ-અ-લા<br>તે (બંનેએ) કર્યું. | فَعَلَتَا ફ-અ-લ-તા<br>તેણી (બંનેએ) કર્યું. |
| | બ.વ. | فَعَلُوا ફ-અ-લૂ<br>તેઓએ કર્યું. | فَعَلْنَ ફ-અલ-ન<br>તેણી (બધીએ) કર્યું. |
| બીજો પુરુષ | એ.વ. | فَعَلْتَ ફ-અલ-ત<br>તેં કર્યું. | فَعَلْتِ ફ-અલ-તિ<br>તેં કર્યું. |
| | દ્વિ.વ. | فَعَلْتُمَا ફ-અલ-તુમા<br>તમે (બંનેએ) કર્યું. | فَعَلْتُمَا ફ-અલ-તુમા<br>તમે (બંનેએ) કર્યું. |
| | બ.વ. | فَعَلْتُمْ ફ-અલ-તુમ<br>તમે કર્યું. | فَعَلْتُنَّ ફ-અલ-તુન્ન<br>તમે (બધીએ) કર્યું. |

Maktab-e-Ashraf

| પહેલો પુરુષ | એ.વ. | فَعَلْتُ ફ-અલ-તુ<br>મેં કર્યું. | فَعَلْتُ ફ-અલ-તુ<br>મેં કર્યું. |
|---|---|---|---|
| | દ્વિ.વ.<br>બ.વ. | فَعَلْنَا ફ-અલ-ના<br>અમે કર્યું. | فَعَلْنَا ફ-અલ-ના<br>અમે કર્યું. |

**નોંધ :–**

(1) પહેલો પુરુષ એક વચનમાં ભૂતકાળમાં પુલ્લિંગ અને સ્ત્રીલિંગ બંને માટે સમાન રૂપ છે.

(2) ભૂતકાળમાં પહેલો પુરુષ દ્વિ–વચન અને બહુવચન તેમજ પુલ્લિંગ અને સ્ત્રીલિંગ ચારેયના રૂપ સમાન છે.

**સૂચના :–**

ઉપર કોષ્ટકમાં فَعَلَ (ફ–અ–લ) અર્થાત 'કરવું ક્રિયાપદના ભૂતકાળના :–

- ત્રણે પુરુષોના રૂપો બતાવ્યા છે.
- બંને લિંગના રૂપો બતાવ્યા છે.
- ત્રણે વચનના રૂપો બતાવ્યા છે.
- આ બધાં રૂપોને ખૂબ સારી રીતે યાદ કરી લો.
- હવે જો કોઈ ક્રિયાપદનું ભૂતકાળનું રૂપ બનાવવું હોય તો (ફ–અ–લ)ના રૂપ (વઝન) અનુસાર બનાવવામાં આવશે. એના ત્રણ નમૂના નીચેના કોષ્ટકમાં બતાવવામાં આવ્યા છે.

| વઝન | એ વઝનના ક્રિયાપદના ત્રણ નમૂનાઓ | | |
|---|---|---|---|
| فَعَلَ ફ-અ-લ<br>તે એક પુરુષે કર્યું. | كَتَبَ ક-ત-બ<br>તે એક પુરુષે લખ્યું. | طَلَبَ ત-લ-બ<br>તે એક પુરુષે માંગ્યું. | نَصَرَ ન-સ-ર<br>તે એક પુરુષે મદદ કરી. |

Maktab-e-Ashraf

| વઝન | એ વઝનના ક્રિયાપદના ત્રણ નમૂનાઓ | | |
|---|---|---|---|
| فَعَلَا ફ-અ-લા<br>તે બંનેએ કર્યું. | كَتَبَا ક-ત-બા<br>તે બંનેએ લખ્યું. | طَلَبَا ત-લ-બા<br>તે બંનેએ માંગ્યું. | نَصَرَا ન-સ-રા<br>તે બંનેએ મદદ કરી. |
| فَعَلُوْا ફ-અ-લૂ<br>તે બધાએ કર્યું. | كَتَبُوْا ક-ત-બૂ<br>તે બધાએ લખ્યું. | طَلَبُوْا ત-લ-બૂ<br>તે બધાએ માંગ્યું. | نَصَرُوْا ન-સ-રૂ<br>તે બધાએ મદદ કરી. |
| فَعَلْتَ ફ-અલ્ત<br>તેં કર્યું. | كَتَبْتَ ક-તબ્ત<br>તેં લખ્યું. | طَلَبْتَ ત-લબ્ત<br>તેં માંગ્યું. | نَصَرْتَ ન-સરત<br>તેં મદદ કરી. |
| فَعَلْتُمَا ફ-અલ્તુમા<br>તમે બંનેએ કર્યું. | كَتَبْتُمَا ક-તબ્તુમા<br>તમે બંનેએ લખ્યું. | طَلَبْتُمَا ત-લબ્તુમા<br>તમે બંનેએ માંગ્યું. | نَصَرْتُمَا ન-સરતુમા<br>તમે બંનેએ મદદ કરી. |
| فَعَلْتُمْ ફ-અલ્તુમ<br>તમે બધાએ કર્યું. | كَتَبْتُمْ ક-તબ્તુમ<br>તમે બધાએ લખ્યું. | طَلَبْتُمْ ત-લબ્તુમ<br>તમે બધાએ માંગ્યું. | نَصَرْتُمْ ન-સરતુમ<br>તમે બધાએ મદદ કરી. |

## સ્વાધ્યાય 4

નીચેના અરબી રૂપોનું ગુજરાતીમાં ભાષાંતર કરો.

| વઝન | એ વઝનના બીજા ચાર રૂપો | | | |
|---|---|---|---|---|
| فَعَلْتُ | دَخَلْتُ | نَصَرْتُ | شَرِبْتُ | وَجَدْتُ |

Maktab-e-Ashraf

| વઝન | એ વઝનના બીજા ચાર રૂપો | | | |
|---|---|---|---|---|
| فَعَلْتُمْ | نَصَرْتُمْ | كَفَرْتُمْ | وَصَلْتُمْ | ذَهَبْتُمْ |
| فَعَلَتْ | كَفَرَتْ | شَرِبَتْ | دَخَلَتْ | نَصَرَتْ |

## સ્વાધ્યાય 5

આ પાઠના અંતે કેટલાક ક્રિયાપદો અને તેના અર્થો આપેલા છે. તેમાંથી ક્રમવાર એક પછી એક ક્રિયાપદ લઈ તેના ભૂતકાળના બધાં રૂપો બનાવો.

## ભૂતકાળ કર્મણિપ્રયોગ

معروف (મઅરૂફ)ને ગુજરાતીમાં કર્તરિપ્રયોગ અને અંગ્રેજીમાં Active Voice કહે છે.

مجهول (મજહૂલ)ને ગુજરાતીમાં કર્મણિપ્રયોગ અને અંગ્રેજીમાં Passive Voice કહે છે.

આપ જાણો છો કે :–

فَعَلَ (ફ–અ–લ)નો અર્થ છે : તેણે કર્યું. પરંતુ

فُعِلَ (ફુ–ઈ–લ)નો અર્થ છે : તે કરવામાં આવ્યો.

એને ફેઅલેમજહૂલ અર્થાત કર્મણિપ્રયોગ (Passvie Voice) કહે છે.

**નિયમો :–**

(1) અરબી ભાષામાં ભૂતકાળના કર્તરિપ્રયોગમાં ક્રિયાપદના પ્રથમ બંને અક્ષરો ઉપર 'ઝબર' હોય છે.

(2) અરબી ભાષામાં ભૂતકાળના કર્મણિપ્રયોગમાં ક્રિયાપદના પ્રથમ અક્ષર ઉપર પેશ અને બીજા અક્ષરની નીચે ઝેર મૂકવામાં આવે છે.

Maktab-e-Ashraf

(3) કર્તરિ પ્રયોગનું વાકય કર્મણિપ્રયોગમાં લખવામાં આવે છે ત્યારે :–
કર્તરિપ્રયોગનો કર્તા કર્મણિપ્રયોગમાં કર્મ બને છે અને કર્તરિપ્રયોગનો કર્મ કર્મણિપ્રયોગમાં કર્તા બને છે.

## કેટલાક નમૂના

| ક્રમ | કર્તરી પ્રયોગ | કર્મણિ પ્રયોગ |
|---|---|---|
| 1 | خَلَقْتُمْ ખલકતુમ<br>તમે પૈદા કર્યા. | خُلِقْتُمْ ખુલિકતુમ<br>તમે પૈદા કરવામાં આવ્યા. |
| 2 | قَتَلَ ક-ત-લ<br>તે એક પુરુષે કતલ કર્યો. | قُتِلَ કુતિ-લ<br>તે એક પુરુષ કતલ કરવામાં આવ્યો. |
| 3 | جَعَلْتُ જઅલ્તુ<br>મેં બનાવ્યું. | جُعِلْتُ જુઈલ્તુ<br>હું બનાવવામાં આવ્યો. |
| 4 | طَلَبُوْا તલબૂ<br>તેમણે માંગ્યું. | طُلِبُوْا તુલિબૂ<br>તેઓ મંગાવવામાં આવ્યા. |
| 5 | بَعَثَ બ-અ-સ<br>તેણે મોકલ્યું. | بُعِثَ બુ-ઈ-સ<br>તે મોકલવામાં આવ્યો. |
| 6 | بَعَثْتُ બઅસ્તુ<br>મેં મોકલ્યો. | بُعِثْتُ બુઈસ્તુ<br>હું મોકલવામાં આવ્યો. |
| 7 | رَزَقْنَا રઝકના<br>અમે રોઝી આપી. | رُزِقْنَا રુઝિકના<br>અમને રોઝી આપવામાં આવી. |

Maktab-e-Ashraf

❶ فَعَلَ 'ફ-અ-લ' (કરવું) ક્રિયાપદના

## ભૂતકાળ કર્મણિ પ્રયોગના રૂપો

| પુરુષ | વચન | પુલ્લિંગ (નર જાતિ) | સ્ત્રીલિંગ (નારિ જાતિ) |
|---|---|---|---|
| ત્રીજો પુરુષ | એ.વ. | فُعِلَ ફુ-ઈ-લ<br>તે કરવામાં આવ્યો. | فُعِلَتْ ફુઈલત<br>તેણી કરવામાં આવી. |
| | દ્વિ.વ. | فُعِلَا ફુ-ઈ-લા<br>તે બંને કરવામાં આવ્યા. | فُعِلَتَا ફુઈ-લ-તા<br>તેણી બંને કરવામાં આવી. |
| | બ.વ. | فُعِلُوْا ફુ-ઈ-લૂ<br>તે બધાં કરવામાં આવ્યા. | فُعِلْنَ ફુઈલ્ન<br>તે બધી કરવામાં આવી. |
| બીજો પુરુષ | એ.વ. | فُعِلْتَ ફુઈલ્ત<br>તું કરવામાં આવ્યો. | فُعِلْتِ ફુઈલ્તિ<br>તું કરવામાં આવી. |
| | દ્વિ.વ. | فُعِلْتُمَا ફુઈલ્તુમા<br>તમે બંને કરવામાં આવ્યા. | فُعِلْتُمَا ફુઈલ્તુમા<br>તમે બંને કરવામાં આવી. |
| | બ.વ. | فُعِلْتُمْ ફુઈલ્તુમ<br>તમે બધાં કરવામાં આવ્યા. | فُعِلْتُنَّ ફુઈલ્તુન્ન<br>તમે બધી કરવામાં આવી. |
| પહેલો પુરુષ | એ.વ. | فُعِلْتُ ફુઈલ્તુ<br>હું કરવામાં આવ્યો. | فُعِلْتُ ફુઈલ્તુ<br>હું કરવામાં આવી. |
| | દ્વિ.વ. / બ.વ. | فُعِلْنَا ફુઈલ્ના<br>અમે કરવામાં આવ્યા. | فُعِلْنَا ફુઈલ્ના<br>અમે કરવામાં આવી. |

Maktab-e-Ashraf

② كَتَبَ 'ક–ત–બ' (લખવું) ક્રિયાપદના

## ભૂતકાળ કર્મણિ પ્રયોગના રૂપો

| પુરુષ | વચન | પુલ્લિંગ (નર જાતિ) | સ્ત્રીલિંગ (નારિ જાતિ) |
|---|---|---|---|
| ત્રીજો પુરુષ | એ.વ. | كُتِبَ કુતિ–બ<br>તે લખવામાં આવ્યો. | كُتِبَتْ કુતિબત<br>તે લખવામાં આવી. |
| | દ્વિ.વ. | كُتِبَا કુતિબા<br>તે બંને લખવામાં આવ્યા. | كُتِبَتَا કુતિબતા<br>તે બંને લખવામાં આવી. |
| | બ.વ. | كُتِبُوْا કુતિબૂ<br>તે બધાં લખવામાં આવ્યા. | كُتِبْنَ કુતિબ્ન<br>તે બધી લખવામાં આવી. |
| બીજો પુરુષ | એ.વ. | كُتِبْتَ કુતિબ્ત<br>તું લખવામાં આવ્યો. | كُتِبْتِ કુતિબ્તિ<br>તું લખવામાં આવી. |
| | દ્વિ.વ. | كُتِبْتُمَا કુતિબ્તુમા<br>તમે બંને લખવામાં આવ્યા. | كُتِبْتُمَا કુતિબ્તુમા<br>તમે બંને લખવામાં આવી. |
| | બ.વ. | كُتِبْتُمْ કુતિબ્તુમ<br>તમે બધાં લખવામાં આવ્યા. | كُتِبْتُنَّ કુતિબ્તુન્ન<br>તમે બધી લખવામાં આવી. |
| પહેલો પુરુષ | એ.વ. | كُتِبْتُ કુતિબ્તુ<br>હું લખવામાં આવ્યો. | كُتِبْتُ કુતિબ્તુ<br>હું લખવામાં આવી. |
| | દ્વિ.વ. / બ.વ. | كُتِبْنَا કુતિબ્ના<br>અમે લખવામાં આવ્યા. | كُتِبْنَا કુતિબ્ના<br>અમે લખવામાં આવી. |

Maktab-e-Ashraf

## સ્વાધ્યાય 6

નીચે કેટલાક અરબી ક્રિયાપદો અને તેના ગુજરાતી અર્થો આપ્યા છે. એ ક્રિયાપદોના ઉપર બતાવ્યા પ્રમાણે ભૂતકાળ કર્મણિ પ્રયોગના બધા રૂપો બનાવો.

## અરબી ક્રિયાપદો અને તેના અર્થો

| | | | |
|---|---|---|---|
| (1) | فَعَلَ | (ફ-અ-લ) | કરવું |
| (2) | كَتَبَ | (ક-ત-બ) | લખવું |
| (3) | قَرَأَ | (ક-ર-અ) | વાંચવું |
| (4) | نَصَرَ | (ન-સ-ર) | મદદ કરવું |
| (5) | ضَرَبَ | (ઝ-ર-બ) | મારવું |
| (6) | طَلَبَ | (ત-લ-બ) | માંગવું |
| (7) | ذَهَبَ | (ઝ-હ-બ) | જવું |
| (8) | قَتَلَ | (ક-ત-લ) | કત્લ કરવું |
| (9) | جَعَلَ | (જ-અ-લ) | બનાવવું |
| (10) | فَتَحَ | (ફ-ત-હ) | ખોલવું |
| (11) | دَخَلَ | (દ-ખ-લ) | દાખલ થવું |
| (12) | شَرِبَ | (શ-રિ-બ) | પીવું |
| (13) | وَجَدَ | (વ-જ-દ) | મેળવવું |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| (14) | كَفَرَ | (ક-ફ-ર) | ઈન્કાર કરવું |
| (15) | وَصَلَ | (વ-સ-લ) | મળવું |
| (16) | خَلَقَ | (ખ-લ-ક) | પૈદા કરવું |
| (17) | بَعَثَ | (બ-અ-સ) | મોકલવું |
| (18) | رَزَقَ | (ર-ઝ-ક) | રિઝક (રોઝી) આપવું |

## પાઠ - 4

## કર્તા, કર્મ અને ક્રિયાપદ

કર્તાને અરબીમાં فاعل (ફાઈલ) અને અંગ્રેજીમાં SUBJECT કહે છે.
કર્મને અરબીમાં مفعول (મફઊલ) અને અંગ્રેજીમાં OBJECT કહે છે.
ક્રિયાપદને અરબીમાં فعل (ફેઅલ) અને અંગ્રેજીમાં VERB કહે છે.

**નિયમ :-**

(1) અરબી વાકયમાં પ્રથમ ક્રિયાપદ, પછી કર્તા અને તે પછી કર્મ આવે છે. (ગુજરાતી ભાષામાં પ્રથમ કર્તા, પછી કર્મ અને છેવટે ક્રિયાપદ આવે છે.)

(2) કર્તાને બે(૨) પેશ લગાડવામાં આવે છે.

(3) કર્મને બે(૨) ઝબર લગાડવામાં આવે છે.

**દાખલા તરીકે :-**

(1) હમીદે કુર્આન પઢયું.
આ વાકયમાં :-

- 'પઢયું' ક્રિયા છે.
- 'હમીદ' કર્તા છે કારણકે તેણે કુર્આન પઢવાનું કામ કર્યું છે.
- 'કુર્આન' કર્મ છે કારણકે તેના પર પઢવાનું કામ થયું છે.

Maktab-e-Ashraf

એટલે આ વાકય અરબીમાં આ પ્રમાણે લખાશે :–

| قُرْاٰنًا | حَمِيْدٌ | قَرَأَ | ક-ર-અ | હમીદુન | કુઆર્નન |
|---|---|---|---|---|---|
| (કર્મ) | (કર્તા) | (ક્રિયાપદ) | | | |

(2) ઈકબાલે કિતાબ લખી.
આ વાકય અરબીમાં આ પ્રમાણે લખાશે :–

| كِتَابًا | اِقْبَالٌ | كَتَبَ | ક-ત-બ | ઈકબાલુન | કિતાબન |
|---|---|---|---|---|---|
| (કર્મ) | (કર્તા) | (ક્રિયાપદ) | | | |

**સૂચના :–**

ગુજરાતી વાકયનું ક્રિયાપદ અંતિમ ક્રમથી ખસેડી પ્રથમ ક્રમે મૂકી દો એટલે અરબી ભાષાની વાકય રચના થઈ જશે.

**દા.ત.** : (1) પઢયું હમીદે કુર્આન. (2) લખી ઈકબાલે કિતાબ.

## સ્વાધ્યાય 7

નીચેના અરબી વાકયોનો ગુજરાતી અનુવાદ કરો :–

(1) خَلَقَ اللّٰهُ النَّاسَ (ખલકલ્લાહુન્નાસ)

(2) خَدَعَ الشَّيْطَانُ الْاِنْسَانَ (ખ-દ અશ્શૈતાનુલ્ઈન્સાન)

(3) جَعَلَ اللّٰهُ مُحَمَّدًا رَسُوْلًا (જઅલલ્લાહુ મુહમ્મદન રસૂલન)

(4) شَرِبَ طَارِقٌ مَاءً ا (શરિ-બ તારિકુન માઅન)

(5) اَنْزَلَ اللّٰهُ كِتَابًا (અન્ઝલલ્લાહુ કિતાબન)

(6) فَرَقْنَا الْبَحْرَ (ફરકનલ્બહર)

(7) جَمَعَ مَالًا (જમઅ માલન)

Maktab-e-Ashraf

**સૂચના :-**

(1) 'અલ' પછી બે પેશની જગાએ માત્ર એક પેશ રહે છે.

(2) 'અલ' પછી બે ઝબરની જગાએ માત્ર એક ઝબર રહે છે. આ બંને નિયમો પહેલાંના પાઠોની જેમ આ પાઠમાં પણ યાદ રાખો.

દાખલા તરીકે ઉપરના વાકયોમાં :-

- 'રસૂલન' પર બે ઝબર છે પરંતુ 'અલબહર' પર એક ઝબર છે.
- 'તારિકુન' પર બે પેશ છે પરંતુ 'અશ્શૈતાનુ' પર માત્ર એક પેશ છે.
- 'અલ' લાગવાના કારણે આ પ્રમાણે એક ઝબર કે એક પેશ ઓછો થઈ જાય છે.

# પાઠ : 4ના શબ્દો અને તેના અર્થો

| | | | |
|---|---|---|---|
| (1) | قَرَأَ | (ક-ર-અ) | પઢવું, વાંચવું |
| (2) | كَتَبَ | (ક-ત-બ) | લખવું |
| (3) | خَدَعَ | (ખ-દ-અ) | ધોકો આપવો |
| (4) | جَعَلَ | (જ-અ-લ) | બનાવવું |
| (5) | فَرَقَ | (ફ-ર-ક) | ફાડવું |
| (6) | اَنْزَلَ | (અંઝ-લ) | ઉતારવું |
| (7) | بَحْرٌ | (બહરુન) | સમુદ્ર, સાગર |
| (8) | مَآءٌ | (માઉન) | પાણી, જળ |
| (9) | خَلَقَ | (ખ-લ-ક) | પૈદા કરવું, સર્જન કરવું |
| (10) | جَمَعَ | (જ-મ-અ) | ભેગું કરવું |
| (11) | مَالٌ | (માલુન) | માલ, અસબાબ |

Maktab-e-Ashraf

## પાઠ - 5

## 'હુરૂફિ જાર' (નામયોગી અવયય)

## حُروفِ جَر Preposition

| હુરૂફિ જાર | ઉદાહરણ |
|---|---|
| 1 فِيْ (ફી) માં, વચ્ચે, અંદર | فِيْ بَيْتٍ (ફી બૈતિન) ઘરમાં |
| 2 مِنْ (મિન) થી, માંથી | قَرَاْنَا مِنَ الْقُرْاٰنِ (કરના મિનલ કુર્આનિ) પઢયું અમે કુર્આનમાંથી |
| 3 عَلٰى (અલા) ઉપર | عَلٰى جَبَلٍ (અલા જબલિન) ઉપર પહાડના |
| 4 كَ (ક) ના જેવું | كَرَجُلٍ (ક રજુલિન) મર્દના જેવો |
| 5 عَنْ (અન) ના વિષે | سَمِعْتُ عَنِ الصَّلٰوةِ فِى الْمَسْجِدِ (સમિતુ અનિસ્સલાતિ ફિલ્મસ્જિદિ) સાંભળ્યું મેં નમાઝ વિષે મસ્જિદમાં |
| 6 بِ (બ) સાથે | دَخَلْتُ بِسَلَامٍ (દખલ્તુ બિસલામિન) દાખલ થયો હું સલામ સાથે |
| 7 لِ (લ) માટે | لِلنَّاسِ (લિન્નાસિ) લોકોના માટે |

Maktab-e-Ashraf

| | |
|---|---|
| 8 اِلٰى (ઈલા) તરફ | اِلٰى بَلَدٍ (ઈલા બલદિન) તરફ શહેરના |
| 9 حَتّٰى (હત્તા) અહીં સુધી | حَتّٰى اِلٰى بَلَغ (હત્તા ઈલા બ-લ-ગ) અહીં સુધી કે પહોંચ્યો તે. |
| 10 وَ (વ) કસમ | وَاللّٰهِ (વલ્લાહિ) કસમ અલ્લાહની |

**નિયમો :-**

1 હુરૂફિ જાર (નામયોગી અવયય) નો ઉપયોગ સિલા (એક શબ્દનો બીજા શબ્દ સાથે સંબંધ દર્શાવવા) માટે થાય છે.

2 હુરૂફિ જાર (નામયોગી) અવયય અરબી ભાષામાં શબ્દની આગળ મૂકવામાં આવે છે.
(ગુજરાતી ભાષામાં પાછળ મૂકવામાં આવે છે.)

3 હુરૂફિ જાર (નામયોગી અવયય) પછીના શબ્દના છેલ્લા અક્ષરની નીચે બે (૨) ઝેર લગાવવામાં આવે છે.

4 જયાં 'અલ'નો ઉપયોગ થયો હોય ત્યાં માત્ર એક જ ઝેર લગાવવામાં આવે છે. એ સિવાય બે ઝેર લગાવવામાં આવે છે.

## સ્વાધ્યાય 8

ગુજરાતીમાં ભાષાંતર કરો :-

(1) مِنَ الْكُفْرِ اِلَى الْاِسْلَامِ (મિનલકુફ્રિ ઈલલ ઈસ્લામિ.)

(2) مِنَ الْبَيْتِ اِلَى الْمَسْجِدِ (મિનલ બૈતિ ઈલલ મસ્જિદિ.)

(3) اَلْحَمْدُ لِلّٰهِ (અલ્હમ્દુલિલ્લાહિ.)

Maktab-e-Ashraf

| | | |
|---|---|---|
| (4) | بِالْوَالِدَيْنِ اِحْسَانًا | (બિલ વાલિદૈનિ ઈહસાનન.) |
| (5) | كَتَبْتُ بِالْقَلَمِ | (કતબ્તુ બિલ કલમિ.) |
| (6) | مَتَاعٌ اِلٰى حِيْنٍ | (મતાઉન ઈલાહીનિન.) |
| (7) | عَلٰى اَبْصَارِهِمْ غِشَاوَةٌ | (અલા અબ્સારિહિમ ગિશાવતુન.) |
| (8) | اٰمَنَّا بِاللّٰهِ | (આમન્ના બિલ્લાહિ.) |
| (9) | نَزَّلْنَا عَلٰى عَبْدِنَا | (નઝ્ઝલ્ના અલા અબ્દિના.) |
| (10) | هٰذَا بَيَانٌ لِّلنَّاسِ | (હાઝા બયાનુન લિન્નાસિ.) |

## સ્વાધ્યાય 9

નીચેના વાકયોનું અરબીમાં ભાષાંતર કરો :–

1 કુર્આનમાં હિદાયત છે લોકોના માટે.
2 મેં આદમીને જોયો મસ્જિદ પર.
3 ઈલ્મ મેળવવું ફર્ઝ છે ઉપર તમામ મુસ્લિમ મર્દ અને ઔરતના

## પાઠ : 5ના શબ્દો અને તેના અર્થો

| | | | |
|---|---|---|---|
| (1) | اَبْصَارٌ | (અબ્સારુન) | આંખો |
| (2) | حَمْدٌ | (હમ્દુન) | તારીફ, પ્રશંસા, વખાણ |
| (3) | وَالِدَيْنِ | (વાલિદૈનિ) | મા–બાપ |
| (4) | اِحْسَانًا | (ઈહસાનન) | સારો વર્તાવ |
| (5) | مَتَاعٌ | (મતાઉન) | ફાયદો, લાભ |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| (6) | حِيْنٌ | (હીનુન) | વખત, સમય |
| (7) | هُدًى | (હુદન) | હિદાયત |
| (8) | رَاٰى | (રઆ) | જોવું |
| (9) | رَجُلٌ | (રજુલુન) | આદમી |
| (10) | طَلَبٌ | (તલબુન) | તલબ કરવું, માંગવું |
| (11) | غِشَاوَةٌ | (ગિશાવતુન) | પરદો |
| (12) | بَيَانٌ | (બયાનુન) | બયાન |
| (13) | اَلنَّاسُ | (અન્નાસુ) | લોકો |
| (14) | هُمْ | (હુમ) | તેમનો, તેમને |
| (15) | فَرِيْضَةٌ | (ફરીઝતુન) | ફર્ઝ |
| (16) | مُسْلِمٌ | (મુસ્લિમુન) | મુસ્લિમ મર્દ |
| (17) | مُسْلِمَةٌ | (મુસ્લિમતુન) | મુસ્લિમ ઔરત |
| (18) | كُلٌّ | (કુલ્લુન) | તમામ, સર્વ, બધાં, કુલ |
| (19) | اٰمَنَ | (આ-મ-ન) | ઈમાન લાવ્યા |

**સૂચના :-**

- આ સબકમાં આપ વાંચી ગયા છો કે :
  - મુસલમાન મર્દના માટે 'મુસ્લિમુન' અને
  - મુસલમાન ઔરતના માટે 'મુસ્લિમતુન' નો ઉપયોગ થયો છે.
- અરબી ભાષામાં વાહિદ (એક વચન), તસ્નિયા (દ્વિ વચન), અને જમઅ (બહુ વચન) ની એક ખાસ પધ્ધતિ પણ છે જેને સમજવી જરૂરી છે.

Maktab-e-Ashraf

નીચે એ પધ્ધતિ આપવામાં આવે છે. એ જ પ્રમાણે બીજા શબ્દો બનાવી જુઓ.

| સ્વરૂપ (સૂરત) | બહુ વચન (જમઆ) સર્વ મુસ્લિમ | દ્વિ વચન (તસ્નિયા) બે મુસ્લિમ | એક વચન (વાહિદ) એક મુસ્લિમ |
|---|---|---|---|
| પેશનું સ્વરૂપ | مُسْلِمُوْنَ | مُسْلِمَانِ | مُسْلِمٌ |
| | મુસ્લિમૂ–ન | મુસ્લિમાનિ | મુસ્લિમુન |
| ઝબરનું સ્વરૂપ | مُسْلِمِيْنَ | مُسْلِمَيْنِ | مُسْلِمًا |
| | મુસ્લિમી–ન | મુસ્લિમૈનિ | મુસ્લિમન |
| ઝેરનું સ્વરૂપ | مُسْلِمِيْنَ | مُسْلِمَيْنِ | مُسْلِمٍ |
| | મુસ્લિમી–ન | મુસ્લિમૈનિ | મુસ્લિમિન |

- ઉપરના શબ્દોમાં દેખીતો કોઈ ખાસ તફાવત જણાતો નથી, પરંતુ આ વાત આપ જાણતા હશો કે ફાઈલ (કર્તા) અને મફઉલ (કર્મ)ની હાલતમાં શબ્દો પર અનુક્રમે પેશ અને ઝબર મૂકવામાં આવે છે.

  ફાઈલી (કર્તા)ની હાલતમાં 'ઝૈદુન'
  મફઉલી (કર્મ)ની હાલતમાં 'ઝૈદન'.
  પેશ અથવા ઝબરના કારણે અર્થમાં ઘણો ફેરફાર થઈ જાય છે.

- એજ પ્રમાણે દરેક જાર (નામયોગી અવયય Preposition) કોઈ શબ્દના પહેલાં આવે છે ત્યારે તે શબ્દના છેલ્લા શબ્દને 'ઝેર' કરી દે છે.

  દાખલા તરીકે :

  عَلٰى مُسْلِمٍ (અલા મુસ્લિમિન)

Maktab-e-Ashraf

## પાઠ - 6

# ضَمِيْر ઝમીર (સર્વનામ) Pronoun

| ક્રમ | ઝમીર | ઉપયોગ |
|---|---|---|
| 1 | هٗ (હુ) પેલા એક મર્દનો / પેલા એક મર્દની | كِتَابُهٗ (કિતાબુહૂ) તેની કિતાબ |
| 2 | هُمَا (હુમા) પેલા બે મર્દોનો / પેલી બે ઔરતોનો | بَيْتُهُمَا (બૈતુહુમા) પેલા બંનેનું ઘર / પેલી બંનેનું ઘર |
| 3 | هُمْ (હુમ) પેલા બધાં મર્દોનો | اِيْمَانُهُمْ (ઈમાનુહુમ) તેઓનું ઈમાન |
| 4 | هَا (હા) પેલી એક ઔરતનું | اُمُّهَا (ઉમ્મુહા) પેલી (એક ઔરત)ની મા |
| 5 | هُنَّ (હુન્ન) પેલી બધી ઔરતોનું | بَيْتُهُنَّ (બૈતુહુન્ન) પેલી બધી (ઔરતો)નું ઘર |
| 6 | كَ (ક) તારો, તને (પુલ્લિંગ) | كِتَابُكَ (કિતાબુ-ક) તારી કિતાબ |
| 7 | كُمَا (કુમા) તમે બંને મર્દોનું | بَيْتُكُمَا (બૈતુકુમા) તમે બંને મર્દોનું ઘર / તમે બંને ઔરતોનું ઘર |
| 8 | كُمْ (કુમ) તમે બધાં મર્દોનું | رَسُوْلُكُمْ (રસૂલુકુમ) તમારો રસૂલ |
| 9 | كِ (કિ) તુ એક ઔરતનું | بَيْتُكِ (બૈતુકિ) તુ એક (ઔરત)નું ઘર |

Maktab-e-Ashraf

| ક્રમ | ઝમીર | ઉપયોગ |
|---|---|---|
| 10 | كُنَّ તમે બધી ઔરતોનું (કુન્ન) | بَيْتُكُنَّ તમે બધી (ઔરતો)નું ઘર (બૈતુકુન્ન) |
| 11 | ى મારું (ય) | رَبِّى મારો રબ (રબ્બી) |
| 12 | نِىْ મને (ની) | رَزَقَنِى રિઝક આપ્યું તેણે મને (રઝકની) |
| 13 | نَا અમારું, અમને (ના) | كِتَابُنَا અમારી કિતાબ (કિતાબુના) |

ઉદાહરણ માટે કેટલાક વાકયોનો અનુવાદ નીચે આપ્યો છે.

| | | | |
|---|---|---|---|
| (1) | اِلَيْنَا | (ઈલૈના) | અમારી તરફ |
| (2) | مِنْكَ | (મિન્ક) | તારાથી |
| (3) | نَصَرْتُهُ | (નસર્તુહૂ) | મદદ કરી મેં તેને |
| (4) | اِلَىَّ | (ઈલય્ય) | મારી તરફ |
| (5) | اِلَيْهِمْ | (ઈલૈહિમ) | તેમની તરફ |
| (6) | لَنَا | (લના) | માટે અમારા (અમને) |
| (7) | اِنَّنَا | (ઈન્નના) | બેશક, અમે |
| (8) | اِبْنِى | (ઈબ્ની) | મારો બેટો |
| (9) | لِسَانُكُمْ | (લિસાનુકુમ) | તમારી ઝબાન |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| (10) | اِنَّكُمْ | (ઈન્નકુમ) | બેશક, તમે |
| (11) | لَهٗ | (લહૂ) | માટે તેના |
| (12) | اِلَيْكُمْ | (ઈલૈકુમ) | તમારી તરફ |

## સ્વાધ્યાય 10

નીચેના વાકયોનો ગુજરાતીમાં અનુવાદ કરો :–

| | | |
|---|---|---|
| (1) | رَبُّكُمْ | (રબ્બુકુમ) |
| (2) | سَمْعُكُمْ | (સમઉકુમ) |
| (3) | بَيْتُنَا | (બૈતુના) |
| (4) | دُكَّانُنَا | (દુક્કાનુના) |
| (5) | قَوْمُنَا | (કૌમુના) |
| (6) | رَسُوْلُنَا | (રસૂલુના) |
| (7) | اَصْحَابُنَا | (અસ્હાબુના) |
| (8) | مِلَّتُكُمْ | (મિલ્લતુકુમ) |
| (9) | مِنْكِ | (મિન્કિ) |
| (10) | مِنْكَ | (મિન્ક) |
| (11) | اِمَامُكُمْ | (ઈમામુકુમ) |
| (12) | لَهُمَا | (લહુમા) |

Maktab-e-Ashraf

| | | |
|---|---|---|
| (13) | اَهْلِىْ | (અહલી) |
| (14) | خَلَقَ لَكُمْ مَا فِى الْاَرْضِ جَمِيْعًا | ખ-લ-ક લકુમ મા ફિલ્અર્ઝિ જમીઅન |
| (15) | وَلَقَدْ نَصَرَكُمُ اللّٰهُ | વ-લ-કદ ન-સ-ર કુમુલ્લાહુ |
| (16) | لَهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ | લહુમ અજરુહુમ ઈન્દ રબ્બિહિમ |

## શબ્દો અને તેના અર્થો

| | | | |
|---|---|---|---|
| (1) | عِنْدَ | (ઈન્દ) | નઝદીક |
| (2) | سَمِعَ | (સમિ-અ) | સાંભળવું |
| (3) | رَبٌّ | (રબ્બુન) | પાલનહાર |
| (4) | مِلَّتْ | (મિલ્લત) | દીન |
| (5) | اَهْلٌ | (અહલુન) | ઘરવાળા |
| (6) | لَقَدْ | (લકદ) | અલબત્ત |
| (7) | اَصْحَابٌ | (અસ્હાબુન) | સાથી (બહુવચન) |
| (8) | اِنَّ | (ઈન્ન) | બેશક |
| (9) | وَ | (વ) | અને |
| (10) | دُكَّانٌ | (દુક્કાનુન) | દુકાન |
| (11) | لَ | (લ) | અલબત્ત, ના, માટે |
| (12) | جَمِيْعًا | (જમીઅન) | સર્વ, બધાં |
| (13) | اَجْرٌ | (અજરુન) | બદલો, વળતર, અજર |

Maktab-e-Ashraf

## પાઠ - 7

# ફાઈલી ઝમીરો (પુરુષ વાચક સર્વનામો)
# فَاعِلِیْ ضَمِیرِیْں Personal Pronouns

અરબી ભાષામાં પુરુષ વાચક સર્વનામો નીચે પ્રમાણે છે :–

| | | | |
|---|---|---|---|
| (1) | هُوَ | (હુ-વ) | પેલો એક મર્દ |
| (2) | هُمَا | (હુમા) | પેલા બે મર્દ<br>પેલી બે ઔરતો |
| (3) | هُمْ | (હુમ) | પેલા બધાં મર્દ |
| (4) | هِیَ | (હિ-ય) | પેલી એક ઔરત |
| (5) | هُنَّ | (હુન્ન) | પેલી બધી ઔરતો |
| (6) | اَنْتَ | (અન્ત) | તુ એક મર્દ |
| (7) | اَنْتُمَا | (અન્તુમા) | તમે બે મર્દ<br>તમે બે ઔરતો |
| (8) | اَنْتُمْ | (અન્તુમ) | તમે બધાં મર્દ |
| (9) | اَنْتِ | (અન્તિ) | તુ એક ઔરત |
| (10) | اَنْتُنَّ | (અન્તુન્ન) | તમે બધી ઔરતો |
| (11) | اَنَا | (અના) | હું એક મર્દ<br>હું એક ઔરત |
| (12) | نَحْنُ | (નહનુ) | અમે બધાં મર્દ<br>અમે બધી ઔરતો |

Maktab-e-Ashraf

પુરુષ વાચક સર્વનામોના ઉપયોગની રીત :–

| | | | |
|---|---|---|---|
| (1) | هُوَ مُسْلِمٌ | (હુ-વ મુસ્લિમુન) | તે મુસ્લિમ છે. |
| (2) | اَنْتَ عَالِمٌ | (અન્ત આલિમુન) | તું આલિમ છે. |
| (3) | اَنَا عَبْدٌ | (અના અબ્દુન) | હું બંદો છું. |

## પાઠ – 8

## મુઝારિઅ (વર્તમાનકાળ Present Tense
## مُضَارِع ભવિષ્યકાળ Future Tense

ત્રીજા પાઠમાં 'ફ–અ–લ', 'ક–ત–બ' વગેરે ક્રિયાપદોના ભૂતકાળના રૂપો પુરુષ, લિંગ અને વચન પ્રમાણે આપવામાં આવ્યા હતા.

આ પાઠ નં.8 માં હવે એ જ ક્રિયાપદોના વર્તમાનકાળના અને ભવિષ્યકાળના રૂપો આપવામાં આવે છે.

અરબી ભાષામાં :–

ઝમાના હાલ (વર્તમાનકાળ) Present Tense અને ઝમાના મુસ્તકિબલ (ભવિષ્યકાળ) Future Tense બંને રૂપ સરખા હોય છે.

'તે કરે છે' અને 'તે કરશે'
બંનેના માટે 'યફઅલુ' લખવામાં આવશે.



'ફ–અ–લ' (કરવું) અને 'ક–ત–બ' (લખવું) એ બે ક્રિયાપદોના વર્તમાનકાળ અને ભવિષ્યકાળના પુરુષ, લિંગ અને વચન પ્રમાણે બનતા રૂપો પાના નં. 153 અને 154 ઉપર આપ્યા છે.

Maktab-e-Ashraf

❶ فَعَلَ 'ફ-અ-લ' (કરવું) ક્રિયાપદના

## વર્તમાનકાળ અને ભવિષ્યકાળના રૂપો

| પુરુષ | વચન | પુલ્લિંગ (નર જાતિ) | સ્ત્રીલિંગ (નારિ જાતિ) |
|---|---|---|---|
| ત્રીજો પુરુષ | એ.વ. | يَفْعَلُ તે એક મર્દ કરે છે<br>યફઅલુ તે એક મર્દ કરશે | تَفْعَلُ તે એક ઔરત કરે છે<br>તફઅલુ તે એક ઔરત કરશે |
| | દ્વિ.વ. | يَفْعَلَانِ તે બે મર્દ કરે છે<br>યફઅલાનિ તે બે મર્દ કરશે | تَفْعَلَانِ તે બે ઔરત કરે છે<br>તફઅલાનિ તે બે ઔરત કરશે |
| | બ.વ. | يَفْعَلُوْنَ તે બધાં મર્દ કરે છે<br>યફઅલૂ-ન તે બધાં મર્દ કરશે | يَفْعَلْنَ તે બધી ઔરતો કરે છે<br>યફઅલ-ન તે બધી ઔરતો કરશે |
| બીજો પુરુષ | એ.વ. | تَفْعَلُ તું એક મર્દ કરે છે<br>તફઅલુ તું એક મર્દ કરશે | تَفْعَلِيْنَ તું એક ઔરત કરે છે<br>તફઅલી-ન તું એક ઔરત કરશે |
| | દ્વિ.વ. | تَفْعَلَانِ તમે બે મર્દ કરો છો<br>તફઅલાનિ તમે બે મર્દ કરશો | تَفْعَلَانِ તમે બે ઔરત કરો છો<br>તફઅલાનિ તમે બે ઔરત કરશો |
| | બ.વ. | تَفْعَلُوْنَ તમે બધાં મર્દ કરો છો<br>તફઅલૂ-ન તમે બધાં મર્દ કરશો | تَفْعَلْنَ તમે બધી ઔરત કરો છો<br>તફઅલ-ન તમે બધી ઔરત કરશો |
| પહેલો પુરુષ | એ.વ. | اَفْعَلُ હું કરું છું<br>અફઅલુ હું કરીશ | اَفْعَلُ હું કરું છું<br>અફઅલુ હું કરીશ |
| | દ્વિ.વ.<br>બ.વ. | نَفْعَلُ અમે કરીએ છીએ<br>નફઅલુ અમે કરીશું | نَفْعَلُ અમે કરીએ છીએ<br>નફઅલુ અમે કરીશું |

Maktab-e-Ashraf

## ❷ كَتَبَ ‘ક-ત-બ’ (લખવું) ક્રિયાપદના

# વર્તમાનકાળ અને ભવિષ્યકાળના રૂપો

| પુરુષ | વચન | પુલ્લિંગ (નર જાતિ) | સ્ત્રીલિંગ (નારિ જાતિ) |
|---|---|---|---|
| ત્રીજો પુરુષ | એ.વ. | يَكْتُبُ તે લખે છે<br>યકતુબુ તે લખશે | تَكْتُبُ તે એક સ્ત્રી લખે છે<br>તકતુબુ તે એક સ્ત્રી લખશે |
| | દ્વિ.વ. | يَكْتُبَانِ તે બે મર્દ લખે છે<br>યકતુબાનિ તે બે મર્દ લખશે | تَكْتُبَانِ તે બે સ્ત્રી લખે છે<br>તકતુબાનિ તે બે સ્ત્રી લખશે |
| | બ.વ. | يَكْتُبُوْنَ તે બધાં મર્દ લખે છે<br>યકતુબૂ-ન તે બધાં મર્દ લખશે | يَكْتُبْنَ તે બધી સ્ત્રી લખે છે<br>યકતુબ્ન તે બધી સ્ત્રી લખશે |
| બીજો પુરુષ | એ.વ. | تَكْتُبُ તુ એક મર્દ લખે છે<br>તકતુબુ તુ એક મર્દ લખશે | تَكْتُبِيْنَ તું એક સ્ત્રી લખે છે<br>તકતુબી-ન તું એક સ્ત્રી લખશે |
| | દ્વિ.વ. | تَكْتُبَانِ તમે બે મર્દ લખો છો<br>તકતુબાનિ તમે બે મર્દ લખશો | تَكْتُبَانِ તમે બે સ્ત્રી લખો છો<br>તકતુબાનિ તમે બે સ્ત્રી લખશો |
| | બ.વ. | تَكْتُبُوْنَ તમે બધાં મર્દ લખો છો<br>તકતુબૂ-ન તમે બધાં મર્દ લખશો | تَكْتُبْنَ તમે બધી સ્ત્રી લખો છો<br>તકતુબ્ન તમે બધી સ્ત્રી લખશો |
| પહેલો પુરુષ | એ.વ. | اَكْتُبُ હું લખું છું<br>અકતુબુ હું લખીશ | اَكْتُبُ હું લખું છું<br>અકતુબુ હું લખીશ |
| | દ્વિ.વ.<br>બ.વ. | نَكْتُبُ અમે લખીએ છીએ<br>નકતુબુ અમે લખીશું | نَكْتُبُ અમે લખીએ છીએ<br>નકતુબુ અમે લખીશું |

Maktab-e-Ashraf

**સૂચના :-**

1 ઝમાના હાલ (વર્તમાનકાળ) અને મુસ્તકિબલ (ભવિષ્યકાળ)ના અરબીમાં એક જ રૂપ બને છે. એને 'મુઝારિઅ' કહે છે.

2 'ફ–અ–લ' અને 'ક–ત–બ'ના મુઝારિઅના રૂપો ઉપર આપ્યા છે તેને સારી રીતે યાદ કરી લો. જેટલા પ્રમાણમાં યાદ થશે એટલા પ્રમાણમાં આપની હિમ્મત અરબી શીખવામાં વધશે.

3 વધુ અભ્યાસ અને મહાવરા માટે બીજા ક્રિયાપદોના પણ ઉપર પ્રમાણે પુરુષ, લિંગ અને વચન પ્રમાણે જુદા જુદા રૂપો બનાવો.

4 સ્થળ સંકોચના કારણે નીચે માત્ર થોડાંક ઉદાહરણો આપવામાં આવે છે.

| | | | |
|---|---|---|---|
| (1) | يَفْتَحُ | (યફતહુ) | તે ખોલે છે. |
| (2) | يَجْمَعُ | (યજમઉ) | તે જમા કરે છે. |
| (3) | اَشْرَبُ | (અશરબુ) | હું પીઉં છું. |
| (4) | اَجْمَعُ | (અજમઉ) | હું જમા કરું છું. |
| (5) | يَسْمَعُوْنَ | (યસ્મઊ–ન) | તેઓ (બધાં) સાંભળે છે. |
| (6) | يَكْرَهُوْنَ | (યકરહૂ–ન) | તેઓ (બધાં) નાપસંદ કરે છે. |
| (7) | يَفْعَلُ | (યફઅલુ) | તે કરે છે. |
| (8) | يَشْرَبُ | (યશ્રબુ) | તે પીએ છે. |
| (9) | اَفْعَلُ | (અફઅલુ) | હું કરું છું. |
| (10) | اَفْتَحُ | (અફતહુ) | હું ખોલું છું |
| (11) | يَفْعَلُوْنَ | (યફઅલૂ–ન) | તેઓ (બધાં) કરે છે. |
| (12) | يَجْعَلُوْنَ | (યજઅલૂ–ન) | તેઓ (બધાં) બનાવે છે. |

Maktab-e-Ashraf

# સ્વાધ્યાય 11

નીચે લખેલા અરબી શબ્દોનો ગુજરાતીમાં અનુવાદ કરો :–

(1) يَكْفُرُوْنَ (યક્ફુરૂ-ન)

(2) يَشْكُرُوْنَ (યશ્કુરૂ-ન)

(3) تَتْلُوْنَ (તત્લૂ-ન)

(4) يَتْلُوْنَ (યત્લૂ-ન)

(5) هُوَ يَكْتُبُ كِتَابًا (હુ-વ યક્તુબુ કિતાબન)

(6) يَعْلَمُوْنَ (યઅલમૂ-ન)

(7) نَعْبُدُ (નઅબુદુ)

(8) يَقْرَءُوْنَ الْقُرْاٰنَ (યકરઉનલ કુર્આ-ન)

(9) لَا نَسْمَعُ (લા નસ્મઉ)

(10) اَعْبُدُ (અઅબુદુ)

(11) لَا يَعْلَمُوْنَ (લા યઅલમૂ-ન)

(12) لَا اَكْفُرُ (લા અક્ફુરૂ)

(13) تَعْلَمُ (તઅલમુ)

(14) اَعْلَمُ (અઅલમુ)

(15) يَعْمَهُوْنَ (યઅમહૂ-ન)

Maktab-e-Ashraf

# مُضَارِعْ مَجْهُوْل મુઝારિઅ મજહૂલ
# વર્તમાનકાળ અને ભવિષ્યકાળના કર્મણિ પ્રયોગ
## Present Tense & Future Tense Passive Voice

**સૂચના :–**

1 અગાઉ ભૂતકાળ વિશે શીખી ગયા છો કે فَعَلَ (ફ–અ–લ)ને فُعِلَ (ફુ–ઈ–લ) લખવાથી કર્મણિ પ્રયોગ બને છે.

2 વર્તમાનકાળ અને ભવિષ્યકાળમાં
يَفْعَلُ (યફઅલુ)ને يُفْعَلُ (યુફઅલુ) લખવાથી કર્મણિ પ્રયોગ બને છે.

3 વર્તમાનકાળ અને ભવિષ્યકાળમાં કર્મણિ પ્રયોગ બનાવવા માટે :–
– શબ્દના પ્રથમ અક્ષર ઉપર 'પેશ' મૂકવામાં આવે છે.
– ત્રીજા અક્ષર ઉપર 'ઝબર' મૂકવામાં આવે છે.
– બાકીના અક્ષરો કર્તરી પ્રયોગ પ્રમાણે કાયમ રહે છે.

4 વર્તમાનકાળ અને ભવિષ્યકાળના કર્મણિ પ્રયોગમાં પહેલા પુરુષમાં :–
– એક વચનમાં સ્ત્રીલિંગ (નારીજાતિ) અને પુલ્લિંગ (નરજાતિ) બંનેના રૂપ સરખા છે.
– દ્વિ વચનમાં સ્ત્રીલિંગ અને પુલ્લિંગ તથા
બહુવચનમાં સ્ત્રીલિંગ અને પુલ્લિંગ
એ ચારેયના રૂપો સરખા છે.

5 હવે 'ફ–અ–લ' (કરવું) અને 'ક–ત–બ' લખવું ક્રિયાપદના વર્તમાનકાળ અને ભૂતકાળના કર્મણિ પ્રયોગના બધાં રૂપો આપવામાં આવે છે તેનો ઊંડો અભ્યાસ કરો અને યાદ કરી લો.



Maktab-e-Ashraf

## 1 فَعَلَ 'ફ-અ-લ' (કરવું) ક્રિયાપદના

## વર્તમાનકાળ અને ભવિષ્યકાળ કર્મણિ પ્રયોગના રૂપો

| પુરુષ | વચન | પુલ્લિંગ (નર જાતિ) | સ્ત્રીલિંગ (નારિ જાતિ) |
|---|---|---|---|
| ત્રીજો પુરુષ | એ.વ. | يُفْعَلُ તે એક મર્દને કરવામાં યુફઅલુ આવે છે / આવશે. | تُفْعَلُ તે એક સ્ત્રીને કરવામાં તુફઅલુ આવે છે / આવશે. |
| | દ્વિ.વ. | يُفْعَلَانِ તે બે મર્દને કરવામાં યુફઅલાનિ આવે છે / આવશે. | تُفْعَلَانِ તે બે સ્ત્રીને કરવામાં તુફઅલાનિ આવે છે / આવશે. |
| | બ.વ. | يُفْعَلُوْنَ તે બધાં મર્દને કરવામાં યુફઅલુ-ન આવે છે / આવશે. | تُفْعَلْنَ તે બધી સ્ત્રીને કરવામાં તુફઅલ્ન આવે છે / આવશે. |
| બીજો પુરુષ | એ.વ. | تُفْعَلُ તને એક મર્દને કરવામાં તુફઅલુ આવે છે / આવશે. | تُفْعَلِيْنَ તને એક સ્ત્રીને કરવામાં તુફઅલી-ન આવે છે / આવશે. |
| | દ્વિ.વ. | تُفْعَلَانِ તમે બે મર્દને કરવામાં તુફઅલાનિ આવે છે / આવશે. | تُفْعَلَانِ તમે બે સ્ત્રીને કરવામાં તુફઅલાનિ આવે છે / આવશે. |
| | બ.વ. | تُفْعَلُوْنَ તમે બધાં મર્દને કરવામાં તુફઅલૂ-ન આવે છે / આવશે. | تُفْعَلْنَ તમે બધી સ્ત્રીને કરવામાં તુફઅલ્ન આવે છે / આવશે. |
| પહેલો પુરુષ | એ.વ. | أُفْعَلُ મને કરવામાં આવે છે ઉફઅલુ મને કરવામાં આવશે. | أُفْعَلُ મને કરવામાં આવે છે. ઉફઅલુ મને કરવામાં આવશે. |
| | દ્વિ.વ. બ.વ. | نُفْعَلُ અમને કરવામાં આવે છે નુફઅલુ અમને કરવામાં આવશે. | نُفْعَلُ અમને કરવામાં આવે છે. નુફઅલુ અમને કરવામાં આવશે. |

Maktab-e-Ashraf

## ❷ كَتَبَ 'ક-ત-બ' (લખવું) ક્રિયાપદના

## વર્તમાનકાળ અને ભવિષ્યકાળના કર્મણિ પ્રયોગના રૂપો

| પુરુષ | વચન | પુલ્લિંગ (નર જાતિ) | સ્ત્રીલિંગ (નારિ જાતિ) |
|---|---|---|---|
| ત્રીજો પુરુષ | એ.વ. | يُكْتَبُ તે એક મર્દને લખવામાં યુકતબુ આવે છે / આવશે. | تُكْتَبُ તે એક સ્ત્રીને લખવામાં તુકતબુ આવે છે / આવશે. |
| | દ્વિ.વ. | يُكْتَبَانِ તે બે મર્દને લખવામાં યુકતબાનિ આવે છે / આવશે. | تُكْتَبَانِ તે બે સ્ત્રીને લખવામાં તુકતબાનિ આવે છે / આવશે. |
| | બ.વ. | يُكْتَبُوْنَ તે બધાં મર્દને લખવામાં યુકતબૂ-ન આવે છે / આવશે. | يُكْتَبْنَ તે બધી સ્ત્રીને લખવામાં યુકતબ્ન આવે છે / આવશે. |
| બીજો પુરુષ | એ.વ. | تُكْتَبُ તને એક મર્દને લખવામાં તુકતબુ આવે છે / આવશે. | تُكْتَبِيْنَ તને એક સ્ત્રીને લખવામાં તુકતબી-ન આવે છે / આવશે. |
| | દ્વિ.વ. | تُكْتَبَانِ તમે બે મર્દને લખવામાં તુકતબાનિ આવે છે / આવશે. | تُكْتَبَانِ તમે બે સ્ત્રીને લખવામાં તુકતબાનિ આવે છે / આવશે. |
| | બ.વ. | تُكْتَبُوْنَ તમે બધાં મર્દને લખવામાં તુકતબૂ-ન આવે છે / આવશે. | تُكْتَبْنَ તમે બધી સ્ત્રીઓને તુકતબ્ન લખવામાં આવે છે/આવશે. |
| પહેલો પુરુષ | એ.વ. | أُكْتَبُ મને લખવામાં આવે છે ઉકતબુ મને લખવામાં આવશે. | أُكْتَبُ મને લખવામાં આવે છે. ઉકતબુ મને લખવામાં આવશે. |
| | દ્વિ.વ. / બ.વ. | نُكْتَبُ અમને લખવામાં આવે છે નુકતબુ અમને લખવામાં આવશે. | نُكْتَبُ અમને લખવામાં આવે છે. નુકતબુ અમને લખવામાં આવશે. |

Maktab-e-Ashraf

# કેટલાક બીજા ઉદાહરણો

| ક્રમ | કર્તરી પ્રયોગ | કર્મણિ પ્રયોગ |
|---|---|---|
| 1 | يَقْتُلُ યકતુલુ<br>તે કતલ કરે છે.<br>તે કતલ કરશે. | يُقْتَلُ યુકતલુ<br>તેને કતલ કરવામાં આવે છે.<br>તેને કતલ કરવામાં આવશે. |
| 2 | يَنْصُرُوْنَ યન્સુરૂ-ન<br>તેઓ મદદ કરે છે.<br>તેઓ મદદ કરશે. | يُنْصَرُوْنَ યુન્સરૂ-ન<br>તેમને મદદ કરવામાં આવે છે.<br>તેમને મદદ કરવામાં આવશે. |
| 3 | تَسْأَلُ તસ્અલુ<br>તું સવાલ કરે છે.<br>તું સવાલ કરશે. | تُسْأَلُ તુસ્અલુ<br>તને સવાલ કરવામાં આવે છે.<br>તને સવાલ કરવામાં આવશે. |

## સ્વાધ્યાય 12

નીચેના વાકયોનો ગુજરાતીમાં અનુવાદ કરો :–

(1) وَلَا هُمْ يَحْزَنُوْنَ (વલા હૂમ યહઝનૂન)

(2) يَسْمَعُوْنَ كَلَامَ اللّٰهِ (યસ્મઊ-ન કલામલ્લાહિ)

(3) لَا نَعْبُدُ اِلَّا اللّٰهَ (લા નઅબુદુ ઈલ્લલ્લાહ)

(4) يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَرَسُوْلِهٖ (યૂ મિનૂ-ન બિલ્લાહિ વ રસૂલિહિ)

Maktab-e-Ashraf

(5) يَكْتُبُوْنَ الْكِتَابَ بِاَيْدِيْهِمْ (યકતુબૂનલ કિતા-બ બિ ઐદી હિમ
ثُمَّ يَقُوْلُوْنَ هٰذَا مِنْ عِنْدِاللّٰهِ સુમ્મ યકૂલૂ-ન હાઝા મિન ઈન્દિલ્લાહ)

(6) لَا اَعْبُدُ مَا تَعْبُدُوْنَ (લા અઅબુદુ મા તઅબુદૂન)

(7) تُسْأَلُوْنَ يَقْطَعُوْنَ (તુસ્અલૂ-ન યકતઊ-ન)

(8) يَفْقَهُوْنَ يَجْهَلُوْنَ (યફકહૂ-ન યજહલૂ-ન)

(9) تَخْلُدُوْنَ (તખ્લુદૂ-ન)

(10) تَسْخَرُوْنَ (તસ્ખરૂ-ન)

## સ્વાધ્યાય 13

નીચેના વાકયોનું અરબીમાં ભાષાંતર કરો :–

(1) તમે સમજો છો.

(2) તમે જાણો છો.

(3) તે કાપતા નથી.

(4) તે ડરતા નથી.

(5) તેઓ પૂછાય છે.

(6) તે ખોલવામાં આવે છે.

(7) તેઓને કતલ કરવામાં આવે છે.

(8) તેઓને રિઝક આપવામાં આવે છે.

Maktab-e-Ashraf

# શબ્દો અને તેના અર્થો

| | | | |
|---|---|---|---|
| ☐ | سَمِعَ | (સમિ-અ) | સાંભળવું |
| ☐ | عَمِهَ | (અમિ-હ) | ભટકતા ફરવું |
| ☐ | سَأَلَ | (સ-અ-લ) | પૂછવું |
| ☐ | اِلَّا | (ઈલ્લા) | પરંતુ |
| ☐ | شَكَرَ | (શ-ક-ર) | શુક્ર કરવું |
| ☐ | عَلِمَ | (અલિ-મ) | જાણવું, ઈલ્મ ધરાવવું |
| ☐ | نَصَرَ | (ન-સ-ર) | મદદ કરવું |
| ☐ | اِيْمَانٌ | (ઈમા-ન) | ઈમાન લાવવું |
| ☐ | حَزِنَ | (હઝિ-ન) | ગમગીન થવું |
| ☐ | مَا | (મા) | જે કંઈ |
| ☐ | أَيْدِىْ | (ઐદી) | હાથ |
| ☐ | لِمَا | (લિમા) | કેમ, શા માટે |
| ☐ | ثُمَّ | (સુમ્મ) | પછી |
| ☐ | قَطَعَ | (ક-ત-અ) | કાપવું |
| ☐ | قَوْلٌ | (કૌલુન) | કહેવું |
| ☐ | حَذَرَ | (હઝ-ર) | ડરવું |
| ☐ | هٰذَا | (હાઝા) | આ |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| ☐ | فَقَهَ | (ફ-ક-હ) | સમઝવું |
| ☐ | مِنْ | (મિન) | થી |
| ☐ | جَهِلَ | (જહિ-લ) | જહાલત, નાસમજી |
| ☐ | عِنْدَ | (ઈન્દ) | નઝદીક, પાસે |
| ☐ | سَخِرَ | (સ-ખ-ર) | હસવું |
| ☐ | كَرِهَ | (ક-રે-હ) | નાપસંદ કરવું |
| ☐ | تِلَاوَةٌ | (તિલાવ-ત) | તિલાવત કરવું, વાંચવું |
| ☐ | جَمَعَ | (જમ-અ) | જમઅ (ભેગાં) કરવું |
| ☐ | لَا | (લા) | નહીં |
| ☐ | خَلَدَ | (ખ-લ-દ) | હમેશા રહેવું |



Maktab-e-Ashraf

# પાઠ - 9

## اَمْر 'અમ્ર' (આજ્ઞાર્થ Imperative mood)
## અને
## نَهْى 'નહી' (નકારાર્થ Negative)

| પુરુષ | લિંગ | વચન | આજ્ઞાર્થ | નકારાર્થ |
|---|---|---|---|---|
| ત્રીજો પુરુષ | પુલ્લિંગ | એ.વ. | لِيَفْعَلْ લિ યફઅલ<br>તે એક મર્દે કરવું જોઈએ. | لَايَفْعَلْ લા યફઅલ<br>તે એક મર્દે કરવું ન જોઈએ. |
| | | દ્વિ.વ. | لِيَفْعَلَا લિ યફઅલા<br>તે બે મર્દે કરવું જોઈએ. | لَايَفْعَلَا લા યફઅલા<br>તે બે મર્દે કરવું ન જોઈએ. |
| | | બ.વ. | لِيَفْعَلُوْا લિ યફઅલૂ<br>તે બધાં મર્દે કરવું જોઈએ. | لَايَفْعَلُوْا લા યફઅલૂ<br>તે બધા મર્દે કરવું ન જોઈએ. |
| | સ્ત્રીલિંગ | એ.વ. | لِتَفْعَلْ લિ તફઅલ<br>તે એક સ્ત્રીએ કરવું જોઈએ. | لَاتَفْعَلْ લા તફઅલ<br>તે એક સ્ત્રીએ કરવું ન જોઈએ. |
| | | દ્વિ.વ. | لِتَفْعَلَا લિ તફઅલા<br>તે બે સ્ત્રીએ કરવું જોઈએ. | لَاتَفْعَلَا લા તફઅલા<br>તે બે સ્ત્રીએ કરવું ન જોઈએ. |
| | | બ.વ. | لِيَفْعَلْنَ લિ તફઅલ્ન<br>તે બધી સ્ત્રીએ કરવું જોઈએ. | لَايَفْعَلْنَ લા યફઅલ્ન<br>તે બધી સ્ત્રીએ કરવું ન જોઈએ. |

(અનુસંધાન પાના ૧૬૫ ઉપર)

Maktab-e-Ashraf

| પુરુષ | લિંગ | વચન | આજ્ઞાર્થ | નકારાર્થ |
|---|---|---|---|---|
| બીજો પુરુષ | પુલ્લિંગ | એ.વ. | اِفْعَلْ ઈફઅલ<br>તું એક મર્દ કર. | لَا تَفْعَلْ લા તફઅલ<br>તું એક મર્દ ન કર. |
| | | દ્વિ.વ. | اِفْعَلَا ઈફઅલા<br>તમે બે મર્દ કરો. | لَا تَفْعَلَا લા તફઅલા<br>તમે બે મર્દ ન કરો. |
| | | બ.વ. | اِفْعَلُوْا ઈફઅલૂ<br>તમે બધાં મર્દ કરો. | لَا تَفْعَلُوْا લા તફઅલૂ<br>તમે બધા મર્દ ન કરો. |
| | સ્ત્રીલિંગ | એ.વ. | اِفْعَلِيْ ઈફઅલી<br>તું એક સ્ત્રી કર. | لَا تَفْعَلِيْ લા તફઅલી<br>તું એક સ્ત્રી ન કર. |
| | | દ્વિ.વ. | اِفْعَلَا ઈફઅલા<br>તમે બે સ્ત્રી કરો. | لَا تَفْعَلَا લા તફઅલા<br>તમે બે સ્ત્રી ન કરો. |
| | | બ.વ. | اِفْعَلْنَ ઈફઅલન<br>તમે બધી સ્ત્રી કરો. | لَا تَفْعَلْنَ લા તફઅલન<br>તમે બધી સ્ત્રી ન કરો. |
| પહેલો પુરુષ | પુલ્લિંગ / સ્ત્રીલિંગ | એ.વ. | لِاَفْعَلْ લિ અફઅલ<br>મારે કરવું જોઈએ. | لَا اَفْعَلْ લા અફઅલ<br>મારે કરવું ન જોઈએ. |
| | | દ્વિ.વ.<br>બ.વ. | لِنَفْعَلْ લિ નફઅલ<br>અમારે કરવું જોઈએ. | لَا نَفْعَلْ લા નફઅલ<br>અમારે કરવું ન જોઈએ. |

Maktab-e-Ashraf

**સૂચના :-**

1 કોઈ કામ કરવા માટે આજ્ઞા (હુકમ) કરવા માટે ક્રિયાપદનું આજ્ઞાર્થ રૂપ (Imperative) વપરાય છે.

2 આજ્ઞાર્થ વાકયની શરૂઆતમાં (લિ) અથવા (ઈ) મૂકવામાં આવે છે.

3 કોઈ કામ કરવા માટે નકાર (મનાઈ) કરવા માટે નકારાર્થ (Negative) રૂપ વપરાય છે.

4 અરબીમાં નકાર બતાવવા માટે શરૂઆતમાં (લા) મૂકવામાં આવે છે.

## આજ્ઞાર્થ અને નકારાર્થના ઉપયોગની રીત

| આજ્ઞાર્થ | નકાર |
|---|---|
| اِذْهَبْ ઈઝહબ તું જા. | لَا تَذْهَبْ લા તઝ હબ તું ન જા. |
| اِعْمَلُوْا ઈઅમલૂ તમે અમલ કરો. | لَا تَعْمَلُوْا લા તઅમલૂ તમે અમલ ન કરો. |
| اِعْلَمُوْا ઈઅલમૂ તમે જાણો. | لَا تَعْلَمُوْا લા તઅલમૂ તમે ન જાણો. |
| اِفْعَلْ ઈફઅલ તુ કર. | لَا تَفْعَلْ લા તફ-અલ તુ ન કર. |
| اِشْرَحْ ઈશરહ તુ ખોલ. | لَا تَشْرَحْ લા-તશર-હ તુ ન ખોલ. |
| اِسْمَعُوْا ઈસ્મઊ તમે સાંભળો. | لَا تَسْمَعُوْا લા તસ્મઊ તમે ન સાંભળો. |

Maktab-e-Ashraf

| આજ્ઞાર્થ | નકાર |
|---|---|
| اِحْزَنْ ઇહઝન તુ ગમ કર. | لَا تَحْزَنْ લા તહઝન તુ ગમ ન કર. |
| اِجْعَلْ ઇજઅલ તુ બનાવ. | لَا تَجْعَلْ લા તજઅલ તુ ન બનાવ. |
| اِفْرَقُوْا ઇફરકૂ તમે કુસંપ કરો. | لَا تَفَرَّقُوْا લા તફર્રકૂ તમે કુસંપ ન કરો. |
| اِفْعَلُوْا ઇફઅલૂ તમે કરો. | لَا تَفْعَلُوْا લા તફઅલૂ તમે ન કરો. |

## સ્વાધ્યાય 14

નીચેના અરબી શબ્દોનો ગુજરાતીમાં અનુવાદ કરો :–

(1) لَا تَسْأَلْنِي (લા તસ્અલ્ની)

(2) لَا تَقْرَبَا (લા તકરબા)

(3) اِشْرَبُوْا (ઇશ્રબૂ)

(4) اِشْرَحْ لِي (ઇશ્રહલી)

(5) اِرْكَبُوْا (ઇરકબૂ)

(6) وَاسْمَعُوْا (વસ્મઊ)

(7) وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ اَلِيْمٌ (વલિલ કાફિરી-ન અઝાબુન અલીમ)

Maktab-e-Ashraf

# શબ્દો અને અર્થો

| | | | |
|---|---|---|---|
| ☐ | عَمِلَ | (અ-મિ-લ) | અમલ કરવું, કામ કરવું. |
| ☐ | عَلِمَ | (અ-લિ-મ) | જાણવું. |
| ☐ | شَرَحَ | (શ-ર-હ) | ખોલવું, વિશાળ કરવું. |
| ☐ | فَرَقَ | (ફ-ર-ક) | કુસંપ નાંખવું. |
| ☐ | قَرُبَ | (ક-ર-બ) | કરીબ થવું. |
| ☐ | سَئَلَ | (સ-અલ) | પૂછવું, સવાલ કરવું. |
| ☐ | شَرِبَ | (શ-રિ-બ) | પીવું. |
| ☐ | عَذَابٌ اَلِيْمٌ | (અઝાબુન અલીમુન) | દર્દનાક અઝાબ. |
| ☐ | رَكِبَ | (રકિ-બ) | સવાર થવું. |

Maktab-e-Ashraf

# પરિશિષ્ટ - 1

## فَعَلَ ‘ફ-અ-લ’ (કરવું) ક્રિયાપદના

## ત્રણે કાળના રૂપો

| પુરુષ | લિંગ | વચન | પુરુષ વાચક સર્વનામ | માલિકી દર્શક સર્વનામ | ભૂતકાળ | વર્ત. કાળ/ભવિ. કાળ | આજ્ઞાર્થ | નકારાર્થ |
|---|---|---|---|---|---|---|---|---|
| ત્રીજો પુરુષ | પુલ્લિંગ | એ.વ. | هُوَ | هٗ | فَعَلَ | يَفْعَلُ | لِيَفْعَلْ | لَا يَفْعَلْ |
| | | દ્વિ. વ. | هُمَا | هُمَا | فَعَلَا | يَفْعَلَانِ | لِيَفْعَلَا | لَا يَفْعَلَا |
| | | બ.વ. | هُمْ | هُمْ | فَعَلُوْا | يَفْعَلُوْنَ | لِيَفْعَلُوْا | لَا يَفْعَلُوْا |
| | સ્ત્રી લિંગ | એ.વ. | هِيَ | هَا | فَعَلَتْ | تَفْعَلُ | لِتَفْعَلْ | لَا تَفْعَلْ |
| | | દ્વિ. વ. | هُمَا | هُمَا | فَعَلَتَا | تَفْعَلَانِ | لِتَفْعَلَا | لَا تَفْعَلَا |
| | | બ.વ. | هُنَّ | هُنَّ | فَعَلْنَ | يَفْعَلْنَ | لِيَفْعَلْنَ | لَا يَفْعَلْنَ |

[ અનુસંધાન પાના ૯૮ ઉપર ]

Maktab-e-Ashraf

| પુરૂષ | લિંગ | વચન | પુરૂષ વાચક સર્વનામ | માલિકી દર્શક સર્વનામ | ભૂતકાળ | વર્ત. કાળ/ભવિ. કાળ | આજ્ઞાર્થ | નકારાર્થ |
|---|---|---|---|---|---|---|---|---|
| બીજો પુરૂષ | પુલ્લિંગ | એ.વ. | اَنْتَ | كَ | فَعلْتَ | تَفْعَلُ | اِفْعَلْ | لَا تَفْعَلْ |
| | | દ્વિ. વ. | اَنْتُما | كُما | فَعلْتُما | تَفْعَلَانِ | اِفْعَلَا | لَا تَفْعَلَا |
| | | બ.વ. | اَنْتُمْ | كُمْ | فَعلْتُمْ | تَفْعَلُوْنَ | اِفْعَلُوْا | لَا تَفْعَلُوْا |
| | સ્ત્રી લિંગ | એ.વ. | اَنْتِ | كِ | فَعَلْتِ | تَفْعَلِيْنَ | اِفْعَلِيْ | لَا تَفْعَلِيْ |
| | | દ્વિ. વ. | اَنْتُمَا | كُما | فَعَلْتُمَا | تَفْعَلَانِ | اِفْعَلَا | لَا تَفْعَلَا |
| | | બ.વ. | اَنْتُنَّ | كُنَّ | فَعَلْتُنَّ | تَفْعَلْنَ | اِفْعَلْنَ | لَا تَفْعَلْنَ |
| પહેલો પુરૂષ | પુ./સ્ત્રી લિંગ | એ.વ | اَنَا | ي | فَعَلْتُ | اَفْعَلُ | لِاَفْعَلْ | لَا اَفْعَلْ |
| | પુ./સ્ત્રી લિંગ | એ.વ./દ્વિ.વ. | نَحْنُ | نَا | فَعَلْنَا | نَفْعَلُ | لِنَفْعَلْ | لَا نَفْعَلْ |

Maktab-e-Ashraf

# પરિશિષ્ટ - 2

## كَانَ 'કા–ન' (હોવું, થવું, અસ્તિત્વ હોવું) ક્રિયાપદના

## ત્રણે કાળના રૂપો

| પુરૂષ | લિંગ | વચન | પુરૂષ વાચક સર્વનામ | માલિકી દર્શક સર્વનામ | ભૂતકાળ | વર્ત. કાળ/ભવિ. કાળ | આજ્ઞાર્થ | નકારાર્થ |
|---|---|---|---|---|---|---|---|---|
| ત્રીજો પુરૂષ | પુલ્લિંગ | એ.વ. | هُوَ | هُ | كَانَ | يَكُوْنُ | | |
| | | દ્વિ. વ. | هُمَا | هُمَا | كَانَا | يَكُوْنَانِ | | |
| | | બ.વ. | هُمْ | هُمْ | كَانُوْا | يَكُوْنُوْنَ | | |
| | સ્ત્રી લિંગ | | هِيَ | هَا | كَانَتْ | تَكُوْنُ | | |
| | | | هُمَا | هُمَا | كَانَتَا | تَكُوْنَانِ | | |
| | | | هُنَّ | هُنَّ | كُنَّ | يَكُنَّ | | |

[ અનુસંધાન પાના ૧૦૦ ઉપર ]

Maktab-e-Ashraf

| પુરુષ | લિંગ | વચન | પુરુષ વાચક સર્વનામ | માલિકી દર્શક સર્વનામ | ભૂતકાળ | વર્ત. કાળ/ભવિ. કાળ | આજ્ઞાર્થ | નકારાર્થ |
|---|---|---|---|---|---|---|---|---|
| બીજો પુરુષ | પુલ્લિંગ | એ.વ. | اَنْتَ | كَ | كُنْتَ | تَكُوْنُ | كُنْ | لَا تَكُنْ |
| | | દ્વિ. વ. | اَنْتُمَا | كُمَا | كُنْتُمَا | تَكُوْنَانِ | كُوْنَا | لَا تَكُوْنَا |
| | | બ.વ. | اَنْتُمْ | كُمْ | كُنْتُمْ | تَكُوْنُوْنَ | كُوْنُوْا | لَا تَكُوْنُوْا |
| | સ્ત્રી લિંગ | એ.વ. | اَنْتِ | كِ | كُنْتِ | تَكُوْنِيْنَ | كُوْنِيْ | لَا تَكُوْنِيْ |
| | | દ્વિ. વ. | اَنْتُمَا | كُمَا | كُنْتُمَا | تَكُوْنَانِ | كُوْنَا | لَا تَكُوْنَا |
| | | બ.વ. | اَنْتُنَّ | كُنَّ | كُنْتُنَّ | تَكُنَّ | كُنَّ | لَا تَكُنَّ |
| પહેલો પુરુષ | પુ./સ્ત્રી લિંગ | એ.વ | اَنَا | يْ | كُنْتُ | اَكُوْنُ | | |
| | પુ./સ્ત્રી લિંગ | બ.વ./દ્વિ.વ. | نَحْنُ | نَا | كُنَّا | نَكُوْنُ | | |

ઉપરોક્ત ક્રિયાપદનો ઉપયોગ કુર્આન શરીફમાં મોટા પ્રમાણમાં થયો છે.

માટે આ કોષ્ટકને વારંવાર લખીને એના ઉપર સારો કાબૂ મેળવી લો.

Maktab-e-Ashraf

# પરિશિષ્ટ - 3

## قَالَ 'કા-લ' (કહેવું, બોલવું) ક્રિયાપદના

## ત્રણે કાળના રૂપો

| પુરૂષ | લિંગ | વચન | પુરૂષ વાચક સર્વનામ | માલિકી દર્શક સર્વનામ | ભૂતકાળ | વર્ત. કાળ/ભવિ. કાળ | આજ્ઞાર્થ | નકારાર્થ |
|---|---|---|---|---|---|---|---|---|
| ત્રીજો પુરૂષ | પુલ્લિંગ | એ.વ. | هُوَ | هٗ | قَالَ | يَقُوْلُ | | |
| | | દ્વિ. વ. | هُمَا | هُمَا | قَالَا | يَقُوْلَانِ | | |
| | | બ.વ. | هُمْ | هُمْ | قَالُوْا | يَقُوْلُوْنَ | | |
| | સ્ત્રી લિંગ | | هِيَ | هَا | قَالَتْ | تَقُوْلُ | | |
| | | | هُمَا | هُمَا | قَالَتَا | تَقُوْلَانِ | | |
| | | | هُنَّ | هُنَّ | قُلْنَ | يَقُلْنَ | | |

[ અનુસંધાન પાના ૧૦૨ ઉપર ]

Maktab-e-Ashraf

| પુરુષ | લિંગ | વચન | પુરુષ વાચક સર્વનામ | માલિકી દર્શક સર્વનામ | ભૂતકાળ | વર્ત. કાળ/ભવિ. કાળ | આજ્ઞાર્થ | નકારાર્થ |
|---|---|---|---|---|---|---|---|---|
| બીજો પુરુષ | પુલ્લિંગ | એ.વ. | اَنْتَ | كَ | قُلْتَ | تَقُوْلُ | قُلْ | لَاتَقُلْ |
| | | દ્વિ. વ. | اَنْتُمَا | كُمَا | قُلْتُمَا | تَقُوْلَانِ | قُوْلَا | لَاتَقُوْلَا |
| | | બ.વ. | اَنْتُمْ | كُمْ | قُلْتُمْ | تَقُوْلُوْنَ | قُوْلُوْا | لَاتَقُوْلُوْا |
| | સ્ત્રી લિંગ | એ.વ. | اَنْتِ | كِ | قُلْتِ | تَقُوْلِيْنَ | قُوْلِيْ | لَاتَقُوْلِيْ |
| | | દ્વિ. વ. | اَنْتُمَا | كُمَا | قُلْتُمَا | تَقُوْلَانِ | قُوْلَا | لَاتَقُوْلَا |
| | | બ.વ. | اَنْتُنَّ | كُنَّ | قُلْتُنَّ | تَقُلْنَ | قُلْنَ | لَاتَقُلْنَ |
| પહેલો પુરુષ | પુ./સ્ત્રી લિંગ | એ.વ | اَنَا | ي | قُلْتُ | اَقُوْلُ | | |
| | પુ./સ્ત્રી લિંગ | એ.વ./દ્વિ.વ. | نَحْنُ | نَا | قُلْنَا | نَقُوْلُ | | |

ઉપરોક્ત ક્રિયાપદનો ઉપયોગ કુર્આન શરીફમાં મોટા પ્રમાણમાં થયો છે.

માટે આ કોષ્ટકને પણ વારંવાર લખીને એના ઉપર સારો કાબૂ મેળવી લો.

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1328 | عَزْمٌ | (અઝ્મુન) | ઈરાદો કરવો, નિશ્ચય કરવું, સંકલ્પ કરવો, નિર્ધાર કરવો |
| 1329 | عُقْدَةَ النِّكَاحِ | (ઉકદતન્નિકાહિ) | નિકાહનો નાતો જોડવું, પાકો કરવો |
| 1330 | حَذَرٌ | (હઝરુન) | ડરવું, બીવું, બચવું, સાવધ રહેવું |

| 30 | 4 | 14 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1331 | مَسٌّ | (મસ્સુન) | હાથ લગાડવું, પકડવું, સ્પર્શ કરવું, અડકવું |
| 1332 | فَرِيْضَةٌ | (ફરીઝતુન) | મુકર્રર કરવું, નકકી કરવું |
| 1333 | مُوْسِعٌ | (મૂસિઉન) | તવંગર, માલદાર, સમર્થ |
| 1334 | مُقْتِرٌ | (મુક્તિરુન) | ગરીબ, ધનહીન, તંગદસ્ત |
| 1335 | نِصْفٌ | (નિસ્ફુન) | અડધું |
| 1336 | عَفْوٌ | (અફ્વુન) | માફ કરી દેવું, દરગુજર કરવું |
| 1337 | اَقْرَبُ | (અકરબુ) | વધારે નજીક છે, વધારે નિકટ છે |
| 1338 | تَقْوٰى | (તકવા) | પરહેઝગારી, સંયમ, તકવો |
| 1339 | لَا تَنْسَوُا (ن س ي) | (લા-તન્સવુ) | ન ભૂલો (ન-સ-ય) |
| 1340 | فَضْلٌ | (ફઝ્લુન) | ઉપકાર, ભલાઈ |
| 1341 | حَافِظُوْا (ح ف ظ) | (હાફિઝૂ) | સંભાળ રાખો (હ-ફ-ઝ) |
| 1342 | صَلَوٰت | (સ-લ-વાત) | નમાઝો [એ.વ. સલાતુન] |
| 1343 | اَلصَّلٰوةُ الْوُسْطٰى | (અસ્સલાતુલ્વુસ્તા) | વચલી નમાઝ (અસર) |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1344 | قُوْمُوْا | (કૂમૂ) | ઊભા થઈ જાઓ |
| 1345 | قَانِتِيْنَ | (કાનિતીન) | અદબથી, ભક્તિપૂર્વક |
| 1346 | رِجَالًا | (રિજાલન) | ચાલતા, પૈદલ, પગપાળા |
| 1347 | رُكْبَانًا | (રુકબાનન) | સવાર |
| 1348 | مَتَاعًا | (મતાઅન) | ફાયદો, સામાન |
| 1349 | اَلْحَوْل | (અલ્હૌલ) | એક વર્ષ |
| 1350 | غَيْرَاِخْرَاجٍ (خ ر ج) | (ગૈર ઈખ્રાજિન) | ન કાઢવામાં આવે, કાઢવા વગર (ખ-ર-જ) |

| 31 | 7 | 15 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1351 | اَلَمْ تَرَ | (અલમ-ત-ર) | શું ન જોયું તમે |
| 1352 | اُلُوْف | (ઉલૂફુન) | હઝારો [એ.વ. અલ્ફ] |
| 1353 | حَذَرَ الْمَوْتِ | (હઝરલ્મૌતિ) | મૌતનો ડર, મૌતની બીક |
| 1354 | مُوْتُوْا (م و ت) | (મૂતૂ) | મરી જાઓ (મ-વ-ત) |
| 1355 | مَنْ ذَاالَّذِىْ | (મન ઝલ્લઝી) | કોણ છે એવો જે, એવો કોણ છે જે, કોણ શખ્સ છે જે |
| 1356 | يُقْرِضُ | (યુકિરઝો) | કર્ઝ આપશે, કર્ઝ ધરશે, ઉછીના આપશે |
| 1357 | اَضْعَافًا | (અઝઆફન) | બમણું [એ.વ. ઝિઅફુન] |
| 1358 | كَثِيْرَةً | (કસીરતુન) | ઘણા, પુષ્કળ |
| 1359 | قَبْضٌ | (કબ્ઝુન) | ઘટાડવું, તંગી કરવું, ઓછું કરવું |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1360 | بَسْطَ | (બસ્તુન) | વધારવું, ફેલાવવું, વિસ્તારવું |
| 1361 | مَلَأُ | (મલઓ) | સરદાર |
| 1362 | اِبْعَثْ | (ઈબ્અસ) | નિયુકત કર, ઊભો કર |
| 1363 | مَلِكًا | (મલિકન) | બાદશાહ, શાસક |
| 1364 | هَلْ | (હલ) | શું |
| 1365 | عَسَيْتُمْ | (અસૈતુમ) | તમે નજીક છો, (સંભવ છે કે તમે) |
| 1366 | اِنْ | (ઈન) | અગર, જો |
| 1367 | اَلَّا | (અલ્લા, અન-લા) | કે નહિ [અન + લા] |
| 1368 | وَمَا لَنَا | (વ-મા-લના) | શા માટે નહિ અમોને |
| 1369 | قَدْ | (કદ) | તહકીક, વિદિત છે, જાણિતું છે |
| 1370 | اُخْرِجْنَا | (ઉખ્રિજના) | કાઢવામાં આવ્યા અમે |
| 1371 | اَبْنَآءِ | (અબ્નાઅ) | પુત્રો, દીકરાઓ |
| 1372 | تَوَلَّوْا | (તવલ્લૌ) | ફરી ગયા તેઓ, મોઢું ફેરવી લીધું, ફરી બેઠા વિમુખ થઈ ગયા |
| 1373 | بَعَثَ | (બ-અ-સ) | મુકર્રર કર્યો, નિયુકત કર્યો, નિમ્યો |
| 1374 | طَالُوْتَ | (તાલૂત) | એક મોમિન સરદારનું નામ |

**તાલૂત** :- તેઓ હઝરત દાઊદ અને સમુઈલ (અલયહિમુસ્સલામ)ના ઝમાનામાં થયા છે. ગરીબ હોવા છતાં અલ્લાહ તઆલાએ તેમને તદબીર (બુધ્ધી) ઈલ્મ (જ્ઞાન) અને જિસ્માની કુવ્વત (શારીરિક બળ) અને ફન્ને જંગ (યુધ્ધ કળા)થી નવાઝયા હતા. એટલા માટે તેમને બની ઈસ્રાઈલના સરદાર મુકર્રર કરવામાં આવ્યા.

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1375 | اَنّٰى | (અન્ના) | કયાં, કેવી રીતે |
| 1376 | يَكُوْنُ | (યકૂનો) | થશે |
| 1377 | يُؤْتَ | (યુઅત) | આપવામાં આવ્યું |
| 1378 | سَعَةً | (સ-અ-તન) | વિપુલતા, વિશાળતા |
| 1379 | اِصْطَفٰى | (ઈસ્તફા) | પસંદ કર્યો, ચૂંટયો |
| 1380 | زَادَ | (ઝા-દ) | વધારે કર્યો |
| 1381 | بَسْطَةً | (બસ્તતન) | ફેલાવ, વિશાળતા, વ્યાપકતા, વિસ્તૃતતા |
| 1382 | تَابُوْتُ | (તાબૂત) | એક પેટી, જેમાં હઝરત મૂસા (અલૈ.) ની લાકડી (દંડો), પાઘડી અને તૌરાતની તખ્તીઓ હતી. |
| 1383 | سَكِيْنَةٌ | (સકીનતુન) | શાંતિ, તસકીન, સાંત્વના, આરામ |
| 1384 | بَقِيَّةٌ | (બકિય્યતુન) | બાકી, અવશેષ |
| 1385 | تَرَكَ | (ત-ર-ક) | મૂકી ગયા છે, છોડી ગયા છે |
| 1386 | تَحْمِلُ | (તહિમલુ) | ઉપાડવામાં આવેલ, ઉઠાવવામાં આવેલ |
| 1387 | مَلٰٓئِكَةُ | (મલા-ઈકતુ) | ફરિશ્તાઓ |

| 32 | 6 | 16 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1388 | فَصَلَ | (ફ-સ-લ) | ચાલ્યો, નીકળ્યો, અલગ થયો |
| 1389 | جُنُوْدٌ | (જુનૂદુન) | લશ્કર, સેના, ફૌજ |
| 1390 | مُبْتَلِيْكُمْ | (મુબ્તલીકુમ) | અજમાયશ કરનાર છે તમોને, કસોટી કરનાર છે તમારી |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1391 | مُبْتَلِي | (મુબ્તલી) | પરીક્ષા કરવાવાળો, કસોટી કરનાર |
| 1392 | نَهْرٌ | (નહરુન) | નહેર, નદી [બ.વ. અન્હારુન] |
| 1393 | شَرِبَ | (શરિબ) | પીવું |
| 1394 | لَيْسَ | (લૈ-સ) | નથી |
| 1395 | طَعْمٌ | (તઅમુન) | ચાખવું, ખાવું |
| 1396 | غُرْفَةٌ | (ગુર્ફતુન) | ચિલ્લુ ભરીને, ખોબો ભરીને |
| 1397 | يَدٌ | (યદુન) | હાથ [બ.વ. ઐદી] |
| 1398 | شَرِبُوْا | (શરિબૂ) | પીધું તેઓએ |
| 1399 | جَاوَزَ | (જા-વ-ઝ) | પાર ઉતર્યા |
| 1400 | جَالُوْت | (જાલૂત) | એક ઝાલિમ અને મુશ્રિક બાદશાહ જેને હઝરત દાઉદ (અલૈહિસ્સલામ) એ કત્લ કર્યો |
| 1401 | اَنَّهُمْ | (અન્નહુમ) | કે તેઓ |
| 1402 | مُلٰقُوْا | (મુલાકૂ) | મળવાવાળા |
| 1403 | كَمْ | (કમ) | કેટલા |
| 1404 | قَلِيْلَةٌ | (કલીલતુન) | થોડા, થોડી, થોડું |
| 1405 | غَلَبَ | (ગ-લ-બ) | વિજયી થવું, જીત મેળવવી, ગાલિબ થવું |
| 1406 | فِئَةٌ | (ફિઅતુન) | જમાઅત, ટોળકી, સમૂહ |
| 1407 | بَرَزُوْا | (બ-ર-ઝૂ) | જાહેર થયા, નીકળ્યા ખુલ્લમ ખુલ્લા મુકાબલાના માટે |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1408 | اَفْرِغْ (ف ر غ) | (અફ્રિગ) | નાંખી દે (ફ–ર–ગ) |
| 1409 | ثَبِّتْ (ث ب ت) | (સબ્બિત) | જમાવી રાખ, સાબિત રાખ (સ–બ–ત) |
| 1410 | اَقْدَامْ | (અકદામ) | પગલું, કદમ [એ.વ. ક–દ–મુન] |
| 1411 | نَصَرَ | (ન–સ–ર) | મદદ આપવું, વિજય આપવું |
| 1412 | هَزَمَ | (હ–ઝ–મ) | હરાવવું |
| 1413 | دَفَعَ | (દ–ફ–અ) | હટાવવું, ટાળવું, દૂર કરવું |
| 1414 | فَسَدَتْ | (ફ–સ–દત) | ફસાદથી ભરાઈ જાય છે |
| 1415 | اَرْضٌ | (અરઝુન) | ઝમીન, ધરતી |
| 1416 | ذُوْ فَضْلٍ | (ઝૂ–ફઝિલન) | કૃપાવંત, ફઝલવાળો |
| 1417 | تِلْكَ | (તિલ–ક) | આ (અસલ અર્થ–તે) |
| 1418 | اِنَّكَ | (ઈન્ન–ક) | ખરેખર તું, બેશક તું |
| 1419 | لَمِنْ | (લમિન) | અલબત્ત થી |
| 1420 | مُرْسَلِيْنَ | (મુર્સલીન) | રસૂલો, પયગમ્બરો [એ.વ. મુરસલ] |



Maktab-e-Ashraf

# جُزْء : تِلْكَ الرُّسُلُ

## પારા નં 3 : તિલ્કર્રુસુલો

| | | | |
|---|---|---|---|
| 1421 | رُسُلْ | (રોસોલ) | રસૂલો, પૈગમ્બરો [એ.વ. રસૂલ] |
| 1422 | كَلَّمَ | (કલ્લ-મ) | વાતચીત કરી, કલામ કર્યું |
| 1423 | اَيَّدْنَهُ | (અય્યદનાહુ) | સમર્થન કર્યું અમે તેમનું, તાઈદ કરી અમે તેમની |
| 1424 | رُوْحُ الْقُدُسِ | (રૂહુલ્કુદુસિ) | પવિત્ર રૂહ, હઝરત જીબ્રઈલ (અલૈ.) (Holy Spirit) |
| 1425 | اِقْتَتَلَ | (ઈક-ત-ત-લ) | લડવું, ઝઘડો કરવું |
| 1426 | يَفْعَلُ | (યફઅલુ) | કરે છે |
| 1427 | يُرِيْدُ | (યુરીદુ) | ચાહે છે, ઈરાદો કરે છે [મૂળ ધાતુ : ઈરાદતુન] |

| 33 | 5 | 1 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1428 | اَنْفِقُوْا | (અન્ફિકૂ) | ખર્ચ કરો, વાપરો (ન-ફ-ક) |
| 1429 | بَيْعٌ | (બૈઉન) | વેચવું, ધંધો, તિજારત, વેપાર |
| 1430 | خُلَّةٌ | (ખુલ્લતુન) | દોસ્તી |
| 1431 | شَفَاعَةٌ | (શફાઅતુન) | ભલામણ, સિફારિશ, શફાઅત |
| 1432 | اَلْحَيُّ | (અલહય્યુ) | સજીવ, જીવતો, જીવંત |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1433 | قَيُّوْم | (કય્યૂમ) | કાયમ, હંમેશા રહેવાવાળો, સ્વયં અસ્તિત્વધારી |
| 1434 | سِنَةٌ | (સિનતુન) | ઊંઘ, ઝોંકું |
| 1435 | نَوْمٌ | (નૌમુન) | ઊંઘ, નીંદ |
| 1436 | مَنْ ذَا | (મન-ઝા) | કોણ છે |
| 1437 | اَلَّذِيْ | (અલ્લઝી) | જે વ્યક્તિ, જે માણસ, જે શખ્સ |
| 1438 | اِذْنٌ | (ઈઝનુન) | આજ્ઞા, હુકમ, ઈજાઝત, અનુમતિ |
| 1439 | بَيْنَ | (બૈન) | દરમિયાન, વચમાં |
| 1440 | بَيْنَ اَيْدِيْهِمْ | (બૈન-ઐદીહિમ) | દરમિયાન, તેમની સામે |
| 1441 | لَا يُحِيْطُوْنَ | (લા-યુહીતૂન) | નથી ઘેરી શકતા, નથી પહોંચી શકતા [મૂળ ધાતુ : ઈહાતતુન] |
| 1442 | كُرْسِيٌّ | (કુરસીયુન) | કુરસી, રાજ, સત્તા, કેન્દ્ર |
| 1443 | اَوْدٌ | (ઔદુન) | થકાવવું |
| 1444 | لَا يَئُوْدُ | (લા-યઊદુ) | નથી થકાવી શકતા |
| 1445 | عَلِيٌّ | (અલિય્યુન) | બુલંદ, આલા, સર્વોપરિ |
| 1446 | اِكْرَاهٌ | (ઈકરાહુન) | બળજબરી, જબરદસ્તી |
| 1447 | اَلدِّيْنُ | (અદીનુ) | દીને ઈસ્લામ, જીવનનો બંદોબસ્ત |
| 1448 | تَبَيَّنَ | (તબય્યન) | જાહેર થઈ ગઈ |
| 1449 | غَيٌّ | (ગય્યુન) | બગાવત, નાફરમાની |
| 1450 | طَاغُوْت | (તાગૂત) | સરકશ, દરેક તે ચીઝ જે ખુદાની સામે થાય |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1451 | اِسْتَمْسَكَ | (ઈસ્તમ્સક) | પકડી રાખ્યું |
| 1452 | عُرْوَةٌ | (ઉરવતુન) | મજબુત કડું, શકિતશાળી |
| 1453 | وُثْقٰى | (વુસ્કા) | ઘણું મજબૂત, અતૂટ |
| 1454 | لَا انْفِصَامَ | (લન્ફિસામ) | નથી તૂટતું, તૂટનાર નથી |
| 1455 | وَلِيٌّ | (વલિય્યુન) | સહાયક, દોસ્ત [બ.વ. : ઔલિયા] |
| 1456 | ظُلُمٰتٌ | (ઝુલુમાત) | અંધકારો |
| 1457 | نُوْرٌ | (નૂરુન) | પ્રકાશ, રોશની |

| 34 | 4 | 2 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1458 | حَآجَّ | (હા-જ્જ) | વાદ વિવાદ કર્યો, દલીલ કરી, ઝઘડો કર્યો, હુજ્જત કરી |
| 1459 | يُحْيِي | (યુહયી) | જીવાડે છે, જીવતો કરે છે, સજીવન કરે છે |
| 1460 | يُمِيْتُ | (યુમીતુ) | મારે છે |
| 1461 | اَنَا | (અના) | હું |
| 1462 | شَمْسٌ | (શમ્સુન) | સૂરજ, સૂર્ય |
| 1463 | بُهِتَ | (બો-હે-ત) | સ્તબ્ધ થઈ ગયો, નવાઈ પામ્યો, આંખો પહોળી થઈ ગઈ |
| 1464 | اَوْ | (ઓ) | અથવા, યા |
| 1465 | كَ | (ક) | જેમ કે, ની જેમ |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1466 | مَرَّ | (મર્ર) | પસાર થયો, ગુજરયો, થઈને નિકળ્યો [મૂળ ધાતુ : મુરૂરુન] |
| 1467 | قَرْيَةٌ | (કરયતુન) | વસ્તી, ગામ, આબાદી |
| 1468 | هِيَ | (હિય) | તે, આ |
| 1469 | خَاوِيَةٌ | (ખાવિયતુન) | પડેલી |
| 1470 | عُرُوْشٌ | (ઉરૂશુન) | છતો, ROOFS |
| 1471 | هٰذِهٖ | (હાઝિહિ) | એને |
| 1472 | اَمَاتَ | (અમાત) | મૃત્યુ આપ્યું, મૌત આપ્યું |
| 1473 | مِأَةٌ | (મિઅતુન) | એક સો (100) |
| 1474 | عَامٌ | (આમુન) | વર્ષ, સાલ, વરસ |
| 1475 | لَبِثْتَ | (લબિસ્ત) | રહ્યો તું, રોકાયો તું (લ–બ–સ) |
| 1476 | طَعَامٌ | (તઆમુન) | ખાવાની વસ્તુ, ખોરાક |
| 1477 | شَرَابٌ | (શરાબુન) | પીવાની વસ્તુ, પીણું |
| 1478 | لَمْ يَتَسَنَّهْ | (લમ-યતસન્નહ) | નથી સડી ગયું, બગડયું નથી |
| 1479 | اُنْظُرْ | (ઉન્ઝુર) | જો, નઝર કર |
| 1480 | حِمَارٌ | (હિમારુન) | ગધેડો |
| 1481 | عِظَامٌ | (ઇઝામુન) | હાડકાં |
| 1482 | كَيْفَ | (કૈ-ફ) | કેવી રીતે |
| 1483 | نُنْشِزُ (ن ش ز) | (નુન્શિઝુ) | અમે ઉઠાવીએ છીએ, અમે ચઢાવીએ છીએ (ન–શ–ઝ) |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1484 | نَكْسُوْا | (નકસૂ) | અમે પહેરાવીએ છીએ |
| 1485 | لَحْمًا | (લહમન) | માંસ, ગોશ્ત |
| 1486 | اَرِنِيْ | (અરિની) | દેખાડ મને, મને બતાવ |
| 1487 | اَوَلَمْ | (અવલમ) | શું નથી |
| 1488 | يَطْمَئِنَّ | (યત્મઈન્ન) | ઈતમીનાન પકડવું, સંતોષ રાખવું |
| 1489 | قَلْبِيْ | (કલ્બી) | મારું દિલ, મારું મન [એ.વ. કલ્બુન] [બ.વ. કુલૂબુન] |
| 1490 | خُذْ | (ખુઝ) | પકડી લે, લઈ લે |
| 1491 | اَرْبَعَةً | (અરબઅતન) | ચાર (4) |
| 1492 | طَيْر | (તૈર) | પક્ષી, પંખી [બ.વ. તુયૂર] |
| 1493 | صُرْ | (સુર) | સૂરત ઓળખી લે, પરિચિત કર |
| 1494 | جَبَل | (જ-બ-લ) | પહાડ, પર્વત [બ.વ. જિબાલુન] |
| 1495 | جُزْءً | (જુઝઉન) | ભાગ, ટુકડો, હિસ્સો |
| 1496 | سَعْيًا | (સઅયન) | દોડીને |

| 35 | 3 | 3 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1497 | حَبَّةٌ | (હબ્બતુન) | દાણા (અનાજના) |
| 1498 | اَنْبَتَتْ | (અન-બતત) | ઊગાડી, ઉગાડયાં (ન-બ-ત) |
| 1499 | سَبْعَ | (સબ્અ) | સાત (7) |
| 1500 | سَنَابِلَ | (સનાબિલ) | કંટીઓ, ડૂંડાં (અનાજના) |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1501 | يُضٰعِفُ | (યુઝાઇફુ) | વધુ કરી આપે છે, વધારે છે [ધાતુ : મુઝાઅફતુન] |
| 1502 | يُنۡفِقُوۡنَ | (યુન્ફિકૂન) | ખર્ચ કરે છે [ધાતુ : ઈન્ફાકુન] |
| 1503 | اَمۡوَال | (અમ્વાલ) | માલ, ધન, દૌલત |
| 1504 | لَا يُتۡبِعُوۡنَ | (લા-યુત્બિ-ઊન) | નથી પાછળ લાવતા [ધાતુ : ઈત્બાઉન (પાછળ લાવવું)] |
| 1505 | مَنًّا | (મન્નન) | આભાર, એહસાન, ઉપકાર |
| 1506 | اَذًى | (અઝન) | તકલીફ, સતાવવું, ઈજા |
| 1507 | قَوۡلٌ مَّعۡرُوۡفٌ | (કૌલુમ્મઅરૂફુન) | યોગ્ય વાત, મીઠા વચનો |
| 1508 | مَغۡفِرَةٌ | (મગ્ફિરતુન) | ક્ષમા, માફી, દરગુઝર |
| 1509 | صَدَقَةٌ | (સદકતુન) | દાન, ખયરાત |
| 1510 | غَنِيٌّ | (ગનિય્યુન) | માલદાર, બેપરવા, ગની |
| 1511 | حَلِيۡمٌ | (હલીમુન) | સહનશીલતા, સહિષ્ણુ |
| 1512 | لَا تُبۡطِلُوۡا | (લા-તુબ્તિલૂ) | ન કરો બરબાદ, વ્યર્થ ન કરો, વેડફો નહિ |
| 1513 | كَالَّذِيۡ | (કલ્લઝી) | તે માણસની માફક, તે શખ્સની જેમ |
| 1514 | رِئَآءَ | (રિઆ-ઉન) | દેખાડો કરવો, દંભ કરવો, રિયા કરવું |
| 1515 | صَفۡوَانٌ | (સફ્વાન) | લીસો પત્થર, સાફ ચિકણો પત્થર |
| 1516 | تُرَابٌ | (તુરાબુન) | માટી, મટોડી |
| 1517 | اَصَابَ | (અસા-બ) | પડી, વરસી |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1518 | وَابِلٌ | (વાબિલુન) | જોશભેર વર્ષા |
| 1519 | صَلْدًا | (સલદન) | ચોખ્ખો, સાફ, સખત |
| 1520 | لَا يَقْدِرُوْنَ | (લા-યકદિરૂન) | તેઓના હાથ નથી લાગી, ઈખ્તિયાર નથી ધરાવતા |
| 1521 | اِبْتِغَآءٌ | (ઈબ્તિગા-ઉન) | ચાહવું, શોધવું, તલાશ કરવું |
| 1522 | مَرْضَاتِ اللّٰهِ | (મરઝાતિલ્લાહિ) | ખુશી અલ્લાહની, રઝામંદી |
| 1523 | تَثْبِيْتًا | (તસ્બીતન) | મજબૂત જમાવવું, સ્થિરતા |
| 1524 | جَنَّةٌ | (જન્નતુન) | બાગ, બગીચો [બ.વ. જન્નાતુન] |
| 1525 | رَبْوَةٌ | (રબ્વતુન) | ઊંચી જગ્યા, ઊંચાઈ |
| 1526 | اُكُلٌ | (ઓકોલ) | ફળો, મેવા |
| 1527 | ضِعْفَيْنِ | (ઝિઅફૈનિ) | બમણાં, બે ગણાં |
| 1528 | طَلٌّ | (તલ્લુન) | ઝાંકળ, વરસાદના છાંટા |
| 1529 | وَدَّ | (વદ્દ) | ચાહવું, ગમવું, પસંદ કરવું |
| 1530 | اَحَدُكُمْ | (અ-હ-દુકુમ) | કોઈ તમારામાંથી, કોઈ તમારું |
| 1531 | نَخِيْلٌ | (નખીલુન) | ખજૂર |
| 1532 | اَعْنَابٌ | (અઅનાબુન) | દ્રાક્ષો, અંગૂર [એ.વ. ઈનબુન] |
| 1533 | كِبَرٌ | (કિ-બ-રો) | વૃધ્ધા વસ્થા, ઘડપણ, બુઢાપો |
| 1534 | ذُرِّيَّةٌ | (ઝુર્રિય્યતુન) | ઔલાદ, બાલ બચ્ચાં, સંતાન |
| 1535 | ضُعَفَآءُ | (ઝુઅફાઉ) | કમઝોરો, અશકતો, ઝઈફો [એ.વ. ઝઈફુન] |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1536 | اِعْصَارٌ | (ઈઅસારુન) | લૂનો ઝપાટો, આગનો ગોળો |
| 1537 | اِحْتَرَقَتْ | (ઈહતરકત) | બળી ગયું, સળગી ગયું |
| 1538 | تَتَفَكَّرُوْنَ | (તતફક્કરૂન) | વિચાર કરો તમે |

| 36 | 6 | 4 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1539 | طَيِّبٰتِ | (તય્યિબાતિન) | ચોખ્ખી વસ્તુઓ, પવિત્ર વસ્તુઓ, પાક ચીઝો |
| 1540 | لَا تَيَمَّمُوْا | (લા-તયમ્મમૂ) | ઈરાદો ન કરો, નિય્યત ન કરો |
| 1541 | خَبِيْثَ | (ખબીસ) | નાપાક, ગંદુ, દુષ્ટ |
| 1542 | لَسْتُمْ | (લસ્તુમ) | નથી તમે |
| 1543 | اٰخِذِيْ | (આખિઝી) | લેવાવાળા, લેનારા |
| 1544 | تُغْمِضُوْا | (તુગ્મિઝૂ) | આંખ મિચામણાં કરી લો |
| 1545 | غَمْضٌ | (ગમ્ઝુન) | આંખ મિચામણાં કરી લેવા |
| 1546 | حَمِيْدٌ | (હમીદુન) | સર્વ ગુણ સંપન્ન, ખૂબીઓ વાળો |
| 1547 | فَقْرٌ | (ફકરુન) | નિર્ધનતા, ગરીબાઈ, તંગી |
| 1548 | فَحْشَآءِ | (ફહશા-અ) | નઠારી વાત, અશ્લીલતા, નિર્લજ્જતા |
| 1549 | يُؤْتِيْ | (યુઅતી) | આપે છે, અર્પણ કરે છે |
| 1550 | حِكْمَةٌ | (હિકમતુન) | સમઝ, સદ્‌બુધ્ધિ, વિવેક |
| 1551 | يَذَّكَّرُ | (યઝ્ઝક્કરુ) | બોધ ગ્રહણ કરે છે, નસીહત લે છે |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1552 | نَفَقَةٌ | (નફકતુન) | ખયરાત, અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવું |
| 1553 | نَذَرْتُمْ | (નઝરતુમ) | માનતા માની તમે, નઝર માની તમે |
| 1554 | اِنْ | (ઈન) | અગર, જો |
| 1555 | تُبْدُوْا (ب د و) | (તુબ્દૂ) | જાહેર કરો (બ-દ-વ) |
| 1556 | نِعِمَّا | (નિઈમ્મા) | સારું |
| 1557 | فُقَرَآءَ | (ફુકરા-અ) | ફકીરો, મોહતાજો, જરૂરત મંદો, હાજતમંદો |
| 1558 | يُكَفِّرْ | (યુકફ્ફિર) | દૂર કરી દેશે, મટાડશે |
| 1559 | سَيِّئَاتِ | (સય્યિઆત) | પાપો, ખરાબીઓ, બૂરાઈઓ [એ.વ. સય્યેઅતુન] |
| 1560 | لَيْسَ | (લૈ-સ) | નથી |
| 1561 | لٰكِنْ | (લાકિન) | પરંતુ |
| 1562 | وَجْهِ اللّٰهِ | (વજહિલ્લાહિ) | ખૂશી અલ્લાહની, રઝામંદી અલ્લાહની |
| 1563 | يُوَفَّ | (યુવફ્ફ) | પૂરેપૂરું આપવામાં આવશે, સંપૂર્ણ મળશે |
| 1564 | اُحْصِرُوْا | (ઉહસિરૂ) | બંધ કરવામાં આવ્યા, રોકી લેવામાં આવ્યા (હ-સ-ર) |
| 1565 | ضَرْبًا | (ઝરબન) | ચાલવું |
| 1566 | يَحْسَبُ | (યહસબો) | ધારે છે, અંદાજો લગાવે છે, અનુમાન કરે છે |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1567 | اَغْنِيَآءَ | (અગ્નિયા-અ) | માલદારો, ધનવાનો, દૌલતમંદો [એ.વ. ગનીયુન] |
| 1568 | تَعَفُّف | (તઅફ્ફુફ) | સવાલથી બચવું, ભીખ માંગવાથી બચવું, અયાચકતા, ખુદ્દારી |
| 1569 | تَعْرِفُ | (તઅ્રિફુ) | ઓળખે છે (અ-ર-ફ) |
| 1570 | سِيْمَا | (સીમા) | નિશાની, અલામત, લક્ષણ |
| 1571 | اِلْحَافًا | (ઈલ્હાફન) | પાછળ પડીને, વીંટાઈને, લપાઈને, લપેટાઈને |

| 37 | 7 | 5 |
|---|---|---|

| પારહ (ખંડ) 3 | 1/4 | પારહ : 'તિલ્કર્રુસુલો' પા પારો પૂરો થયો |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1572 | سِرًّا | (સિર્રન) | ગુપ્ત, છુપા |
| 1573 | عَلَانِيَةً | (અલાનિયતુન) | જાહેર, એલાનિયા |
| 1574 | الرِّبٰوا | (અર્રિબા) | વ્યાજ, સૂદ (INTEREST) |
| 1575 | لَا يَقُوْمُوْنَ | (લા-યકૂમૂન) | ઉઠશે નહિ, ન ઊભા થશે |
| 1576 | كَمَا | (કમા) | જેવી રીતે, જેમ |
| 1577 | يَتَخَبَّطُ | (યતખબ્બતુ) | પાગલ કરી દીધો, બાવરો કરી દીધો, બેબાકળો કરી દીધો |
| 1578 | مَسّ | (મસ્સુન) | સ્પર્શ કરવું, લપેટાઈ જવું, ચોંટી જવું |
| 1579 | بَيْعٌ | (બૈઉન) | વેપાર, લેણ-દેણ |
| 1580 | جَآءَ | (જા-અ) | આવ્યો |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1581 | مَوْعِظَةٌ | (મૌઈઝતુન) | બોધ, શીખામણ, નસીહત |
| 1582 | اِنْتَهٰى | (ઈન્તહા) | અટકી ગયો, દૂર રહ્યો, અલગ રહ્યો |
| 1583 | سَلَفَ | (સ-લ-ફ) | પહેલાં થઈ ચૂકયો, થઈ ગયું |
| 1584 | عَادَ | (આદ) | ફરીથી કરવું, પુનરાવર્તન કરવું [ધાતુ : અવદુન] |
| 1585 | مَحْقٌ | (મહકુન) | નાબૂદ કરવું, મિટાવવું, નષ્ટ કરવું |
| 1586 | يُرْبِي | (યુરબી) | વધારે છે |
| 1587 | كَفَّارٌ | (કફફાર) | નાશુક્રા, (અલ્લાહનો) ઈન્કાર કરનારા [એ.વ. કાફિરુન] |
| 1588 | اَثِيْمٌ | (અસીમુન) | પાપી, ગુનેહગાર, અપરાધિ |
| 1589 | ذَرُوْا | (ઝરૂ) | છોડી દો, માફ કરી દો |
| 1590 | بَقِيَ | (બકિય) | બાકી રહ્યો હોય |
| 1591 | مُؤْمِنِيْنَ | (મુઅિમનીન) | ઈમાન લાવનાર |
| 1592 | فَأْذَنُوْا | (ફઅઝનૂ) | એલાન સાંભળી લે, સાવધાન થઈ જાઓ |
| 1593 | حَرْبٌ | (હરબુન) | લડાઈ |
| 1594 | اِنْ | (ઈન) | અગર, જો [જો (ઈન) પછી (ઈલ્લા) શબ્દ આવે તો અર્થ 'નથી' થશે. જુઓ શબ્દ નં. 592] |
| 1595 | تُبْتُمْ | (તુબ્તુમ) | તવબહ કરી લો તમે |
| 1596 | رُؤُوْسٌ | (રુઊસુન) | મુદ્દલ, અસલ, મૂળરકમ |
| 1597 | ذُوْ | (ઝૂ) | વાળો |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1598 | عُسْرَةٌ | (ઉસ્રતુન) | તંગી |
| 1599 | نَظِرَةٌ | (નઝિરતુન) | મોહલત, ઈન્તેઝાર |
| 1600 | مَيْسَرَةٌ | (મૈસરતુન) | આસાની, ફરાગત |
| 1601 | اَنْ | (અન) | કે |
| 1602 | تَصَدَّقُوْا | (તસદ્દકૂ) | તમે ખયરાત કરો, સદકો કરો |
| 1603 | تُرْجَعُوْنَ | (તુરજઊન) | તમને પાછાં ફેરવવામાં આવશે |
| 1604 | تُوَفّٰى | (તુવફ્ફા) | સંપૂર્ણ આપવામાં આવશે, પૂરું આપવામાં આવશે |

| 38 | 8 | 6 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1605 | تَدَايَنْتُمْ | (તદાયન્તુમ) | ઉછીનાનો મામલો કરજો, કર્ઝનો મામલો કરજો |
| 1606 | دَيْنٌ | (દૈનુન) | કર્ઝ, ઉછીના, ઉધાર |
| 1607 | اَجَلٍ مُّسَمًّى | (અ-જ-લિમ્મુસમ્મન) | નકકી સમય, મુકર્રર કરેલો વખત |
| 1608 | وَلْيَكْتُبْ | (વલ્યકતુબ) | અને લખી લેવું જોઈએ |
| 1609 | كَاتِبٌ | (કાતિબુન) | લખનાર |
| 1610 | عَدْلٌ | (અદલુન) | ન્યાય, ઈન્સાફ |
| 1611 | لَا يَأْبَ | (લા-યઅબ) | ઈન્કાર ન કરે |
| 1612 | يُمْلِلِ | (યુમ્લિલ) | લખાવી આપે, લખાણ કરાવી આપે |
| 1613 | يَبْخَسْ | (યબખસ) | ઓછું કરવું |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1614 | سَفِيْهًا | (સફીહન) | બેવકૂફ, મૂર્ખ, બુધ્ધિ વગરનો |
| 1615 | ضَعِيْفًا | (ઝઈફન) | લાચાર |
| 1616 | وَلِيٌّ | (વલીય્યુન) | વારિસ, સરપરસ્ત, વાલી |
| 1617 | اِسْتَشْهِدُوْا | (ઈસ્તશ્હિદૂ) | ગવાહ કરી લો, શાક્ષી રાખી લો |
| 1618 | شَهِيْدَيْنِ | (શહીદૈનિ) | બે ગવાહ, બે સાક્ષી (એ.વ. શહીદ) |
| 1619 | رِجَالٌ | (રિજાલુન) | બે થી વધારે પુરુષો [એ.વ. રુજુલુન] |
| 1620 | اِمْرَاَتٰنِ | (ઈમ્રઅતાનિ) | બે સ્ત્રીઓ |
| 1621 | تَرْضَوْنَ | (તરઝૌન) | તમે પસંદ કરો છો |
| 1622 | شُهَدَآءَ | (શુહદા-અ) | સાક્ષીઓ, ગવાહો |
| 1623 | تَضِلَّ | (તઝિલ્લ) | ભૂલી જાય |
| 1624 | اِحْدٰهُمَا | (ઈહદાહુમા) | એક તે બંનેમાંથી, બે જણીઓમાંથી એક |
| 1625 | تُذَكِّرَ | (તુઝક્કિર) | યાદ અપાવે |
| 1626 | اُخْرٰى | (ઉખ્રા) | બીજી |
| 1627 | اِذَامَادُعُوْا | (ઈઝા-મા-દુઉ) | જ્યારે બોલાવવામાં આવે, જ્યારે પોકારવામાં આવે |
| 1628 | لَاتَسْئَمُوْا | (લા-તસ્અમૂ) | સુસ્તી ન કરો, આળસ ન કરો |
| 1629 | سَأَمٌ | (સઅમુન) | સુસ્તી કરવી, આળસ કરવું, કંટાળી જવું |
| 1630 | صَغِيْرًا | (સગીરન) | નાનો |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1631 | كَبِيْرًا | (કબીરન) | મોટો |
| 1632 | اَقْسَط | (અકસતુ) | ઘણો ઈન્સાફ, સારો ઈન્સાફ |
| 1633 | اَقْوَمُ | (અકવમુ) | ઘણું સીધું, ઘણું સારું |
| 1634 | شَهَادَةٌ | (શહાદતુન) | સાક્ષી, ગવાહી |
| 1635 | اَدْنٰى | (અદના) | બહુ વાજબી, ઘણું નઝદીક |
| 1636 | لَاتَرْتَابُوْا | (લા-તરતાબૂ) | ન શંકામાં પડો, ન શંકા કરો [રૈબુન = શક] |
| 1637 | حَاضِرَةٌ | (હાઝિરતુન) | હાથો હાથ, રૂબરૂ, હાજરીમાં |
| 1638 | تُدِيْرُوْنَ (د و ر) | (તુદીરૂન) | તમે ફેરબદલ કરો છો (દ-વ-ર) |
| 1639 | لَايُضَارَّ (ض ر ر) | (લા-યુઝારી) | ન કષ્ટ આપવામાં આવે, ન નુકસાન પહોંચાડવામાં આવે (ઝ-ર-ર) |
| 1640 | فُسُوْقٌ | (ફુસૂકુન) | ગુનોહ, પાપ |
| 1641 | يُعَلِّمُ | (યુઅલ્લિમુ) | શીખવે છે |
| 1642 | رِهَانٌ | (રિહાનુન) | ગીરો રાખવું |
| 1643 | مَقْبُوْضَةٌ | (મકબૂઝતુન) | કબજામાં આપેલી |
| 1644 | اَمِنَ | (અમે-ન) | ભરોસો કરવો, અમાનતદાર સમજવું |
| 1645 | يُؤَدِّ | (યુઅદ્દિ) | અદા કરવું, આપી દેવું |
| 1646 | اٰثِمٌ | (આસિમુન) | પાપી, ગુનેહગાર |

| 39 | 2 | 7 |
|---|---|---|

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1647 | تُبْدُوْا | (તુબ્દૂ) | તમે જાહેર કરો, તમે પ્રગટ કરો |
| 1648 | يُحَاسِبُ (ح س ب) | (યુહાસિબુ) | તે હિસાબ લેશે (હ–સ–બ) |
| 1649 | سَمِعْنَا | (સમિઅના) | સાંભળ્યું અમે |
| 1650 | اَطَعْنَا | (અતઅના) | માની લીધું અમે |
| 1651 | غُفْرَانَكَ | (ગુફરા-ન-ક) | તારી બક્ષિશ, તારી ક્ષમા |
| 1652 | مَصِيْر | (મસીર) | પાછા ફરવાની જગા, પહોંચવાની જગા |
| 1653 | لَايُكَلِّفُ | (લા-યુકલ્લિફુ) | નથી તકલીફ આપતો (ક–લ–ફ) |
| 1654 | نَسِيْنَا | (નસીના) | અમે ભૂલી ગયા |
| 1655 | اَخْطَأْنَا | (અખ્તઅના) | અમે ચૂક કરીએ, અમારાથી ભૂલ થઈ જાય |
| 1656 | وَاعْفُ | (વઅફુ) | અને દરગુજર કર, માફ કરી દે |
| 1657 | مَوْلٰنَا | (મૌલાના) | દોસ્ત અમારો |

| 40 | 3 | 8 |
|---|---|---|

## سُوْرَةُ آلِ عِمْرَانَ
## સૂરહ નં 3 : આલે ઈમરાન

| | | | |
|---|---|---|---|
| 1658 | نَزَّلَ | (નઝઝલ) | ઉતારી, ઉતાર્યું |
| 1659 | مُصَدِّقًا | (મુસદ્દિકન) | સત્યનો સ્વીકાર કરનારી, તસ્દીક કરનારી |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1660 | بَيْنَ يَدَيْهِ | (બૈન-યદૈહિ) | આગલી, એનાથી પહેલાંની |
| 1661 | ذُوانْتِقَام | (ઝુન્તિકામિન) | બદલો લેનાર |
| 1662 | لَا يَخْفٰى | (લા-યખફા) | નથી છુપી, સંતાયેલી નથી |
| 1663 | يُصَوِّرُ (ص و ر) | (યુસવ્વિરુ) | શિકલ બનાવે છે, મુખાકૃતિ બનાવે છે, તસવીર (સ-વ-ર) |
| 1664 | اَرْحَام | (અરહામ) | ગર્ભાશય |
| 1665 | كَيْفَ | (કૈફ) | જેવી રીતે, કોઈ પણ રીતે |
| 1666 | مُحْكَمٰتٌ | (મુહ્કમાતુન) | મુહકમ, સ્પષ્ટ અર્થ, મજબૂત |
| 1667 | اُمُّ الْكِتٰبِ | (ઉમ્મુલ્કિતાબિ) | તમામ કિતાબોનું મૂળ, તમામ કિતાબોની અસલ |
| 1668 | اُخَرُ | (ઉ-ખ-રુ) | બીજી |
| 1669 | مُتَشٰبِهٰتٌ | (મુતશાબિહાતુન) | મુતશાબેહ, અસ્પષ્ટ |

નોંધ :-

1 કોઈ અણદેખી વસ્તુને કમ ઈલ્મવાળા શખ્સને સમજાવવા માટે, તેની સમજમાં આવે તેવા અને તેના અવલોકનના શબ્દોનો ઉપયોગ કરીને એવી વાત સમજાવવી જે તેણે ન જોઈ હોય, અથવા મિસાલ મારફતે પોશીદા અને ગૈબી (ગુપ્ત) ચીઝોના ભાવાર્થને નજીક લઈ જવા માટે એવા શબ્દો, જે એકબીજા સાથે મલતાજુલતા હોય, તેનો ઉપયોગ કરીને સમજાવવું

2 એવી આયતો જે મલતીજુલતી હોય. તેનો હકીકી (સાચો) અર્થ તો અલ્લાહ તઆલા જ જાણે છે. હાં, ઈન્સાનને તેનો થોડોક તસવ્વુર (કલ્પના) અપાવવા માટે અને ભાવાર્થની નજીક લઈ જવા માટે આ આયતોથી મદદ મળે છે. બાકી અર્થઘટનના માટે દોડધૂપ કરવા

Maktab-e-Ashraf

માટે ખુદ આ સ્થાનો પર મનાઈ કરી દેવામાં આવી છે.

દાખલા તરીકે :–

'કુરસી' શબ્દ અલ્લાહ તઆલાના અસિમ, અપાર ઈકિતદાર (વર્ચસ્વ) અને કુદરતના અંદાઝાની નજીક લઈ જવા માટે ઉપયોગ કરવામાં આવ્યો છે. હવે આ આયત આપણે મર્યાદિત અર્થમાં લઈ નથી શકતા. આપણી કલ્પનામાં 'કુરસી'નો એક સંભવિત આકાર અને કલ્પના (Image) મૌજૂદ છે. તે લેવાનો નથી. બલ્કે હકીકતથી નજીક થવા માટે એ તાકાત (શકિત)નો એક તસવ્વુર (કલ્પના) મેળવી શકીએ છીએ. એ નાકિસ (અધૂરો) જરૂર છે, પરંતુ હકીકતથી નજીક જવામાં મદદરૂપ થશે.

એ જ પ્રમાણે શબ્દો :–

شَدِيْدُالْعِقَاب (શદીદુલ ઈકાબ), حَیٌّ قَیُّوْمٌ (હય્યુન કય્યુમુન)

بَلْ يَدَهُ (બલ યદાહૂ), مَبْسُوْطَتَانِ (મબ્સૂતતાનિ),

يَوْمَ يُكْشَفُ عَنْ سَاقٍ (યૌમ યુકશફુ અન સાકિન)... વગેરે

| | | | |
|---|---|---|---|
| 1670 | زَيْغٌ | (ઝૈગુન) | કુટિલતા, વાંકાપણું |
| 1671 | اِبْتِغَآءَ | (ઈબ્તિગા–અ) | શોધવું, પસંદ કરવું, ચાહવું |
| 1672 | فِتْنَةٌ | (ફિત્નતુન) | કલહ, ફિત્નો |
| 1673 | تَاْوِيْلٌ | (તાવીલુન) | ખુલાસો કરવો, ખરો મતલબ બતાવવો, અર્થઘટન કરવું, પરિણામ તારવવું |
| 1674 | رَاسِخُوْنَ(ر س خ) | (રાસિખૂ–ન) | મજબૂત, (જ્ઞાનમાં) પાકા (ર–સ–ખ) |
| 1675 | لَا تُزِغْ(ز ي غ) | (લા–તુઝિગ) | ન વાંકું કર, (ઝ–ય–ગ) |
| 1676 | هَبْ | (હબ) | અર્પણ કર, આપ |
| 1677 | مِنْ لَّدُنْكَ | (મિલ્લદુન–ક) | તારી પાસેથી |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1678 | وَهَّابٌ | (વહહાબ) | પુષ્કળ આપનાર, ઈનાયત કરનાર |
| 1679 | جَامِعٌ | (જામિઉન) | એકઠા કરનાર, જમા કરનાર, ભેગાં કરનાર |
| 1680 | مِيْعَادٌ | (મીઆદ) | વાયદો, વચન |

| 1 | 9 | 9 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1681 | وَقُوْدٌ | (વકૂદ) | બળતણ, ઈંધન |
| 1682 | كَ | (ક) | જેમ કે, જેવી રીતે કે |
| 1683 | دَاْبٌ | (દઅબ) | દસ્તૂર, આદત, ટેવ, રીત |
| 1684 | ذُنُوْبٌ | (ઝુનૂબ) | ગુનોહ, પાપ |
| 1685 | شَدِيْدٌ | (શદીદ) | સખત, કઠોર |
| 1686 | عِقَابٌ | (ઈકાબ) | અઝાબ આપનાર, દંડ દેનાર |
| 1687 | تُغْلَبُوْنَ | (તુગ્લબૂન) | તમોને દબાવી દેવામાં આવશે |
| 1688 | مِهَادٌ | (મિહાદ) | રહેઠાણ, ઠેકાણું, સ્થળ, પહોંચવું |
| 1689 | فِئَتَيْنِ | (ફિઅતૈનિ) | બે ફોજો, બે જમાઅતો [એ.વ. ફિઅતુન] |
| 1690 | اِلْتَقَتَا (ق ل ي) | (ઈલ્તકતા) | મળ્યા તેઓ બંને, અથડામણ થઈ (ક–લ–ય) |
| 1691 | تُقَاتِلُ (ق ت ل) | (તુકાતિલુ) | લડતી હતી, ઝઘડો કરતી હતી (ક–ત–લ) |
| 1692 | اُخْرٰی | (ઉખરા) | બીજી |
| 1693 | كَافِرَةٌ | (કાફિરતુન) | કાફિર, ધર્મવિમુખ |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1694 | يَرَوْنَ | (યરૌન) | જોતા હતા |
| 1695 | مِثْلَيْهِمْ | (મિસ્લૈહિમ) | પોતાથી બમણા, બે બરાબર |
| 1696 | رَأْيٌ | (રઅયુન) | જોવું, નઝર કરવું |
| 1697 | عَيْنٌ | (ઐનુન) | આંખ, નઝર |
| 1698 | يُؤَيِّدُ | (યુઅય્યિદુ) | ટેકો આપે છે, પક્ષ લે છે, સમર્થન કરે છે |
| 1699 | نَصْرٌ | (નસ્રુન) | મદદ, સહાય |
| 1700 | عِبْرَةٌ | (ઈબ્રતુન) | બોધપાઠ, નસીહત, શીખામણ |
| 1701 | اُولِي | (ઊલી) | વાળા |
| 1702 | اَبْصَارٌ | (અબ્સાર) | આંખો [બ.વ.] |
| 1703 | زُيِّنَ | (ઝુય્યિન) | ઝીનત આપવામાં આવી, શોભા આપવામાં આવી |
| 1704 | حُبٌّ | (હુબ્બુન) | પ્રેમ, મોહબ્બત, ચાહત |
| 1705 | شَهَوَاتٌ | (શહવાતુન) | ખ્વાહિશો, કામનાઓ, ઈચ્છાઓ [એ.વ. શહવતુન] |
| 1706 | نِسَآءٌ | (નિસા-ઉન) | સ્ત્રીઓ, ઔરતો |
| 1707 | بَنِيْنَ | (બનીન) | દીકરાઓ, બેટાઓ, પુત્રો |
| 1708 | قَنَاطِيْر | (કનાતીર) | ખઝાનાઓ, ભંડાર |
| 1709 | مُقَنْطَرَةٌ | (મુકન્તરતુ) | ભંડાર, ઢગલો |
| 1710 | ذَهَبٌ | (ઝહબુન) | સોનું |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1711 | فِضَّةٌ | (ફિઝ્ઝતુન) | ચાંદી |
| 1712 | خَيْلٌ | (ખૈલુન) | ઘોડા |
| 1713 | مُسَوَّمَةٌ | (મુસવ્વમતુન) | નિશાની કરેલા |
| 1714 | اَنْعَامٌ | (અન્આમુન) | ઢોરો, ચોપાયા |
| 1715 | حَرْثٌ | (હરસુન) | ખેતી |
| 1716 | حُسْنُ الْمَاٰبِ | (હુસ્નુલમઆબ) | સારું ઠેકાણું, સારી જગા |
| 1717 | اَزْوَاج | (અઝવાજ) | બીવીઓ, પત્નીઓ |
| 1718 | مُطَهَّرَةٌ | (મુતહહરતુન) | પવિત્ર, પાક, સ્વચ્છ, સાફ સુથરું |
| 1719 | رِضْوَانٌ | (રિઝ્વાનુન) | ખુશનુદી, પ્રસન્નતા, રઝામંદી |
| 1720 | بَصِيْرٌ | (બસીર) | નિહાળનાર, જોનાર<br>[ધાતુ : બસારતુન] |
| 1721 | عِبَادٌ | (ઈબાદુન) | બંદાઓ |
| 1722 | قِنَا | (કિના) | બચાવી લે અમોને<br>[ (કિ)=બચાવ (ના)= અમોને] |
| 1723 | صٰدِقِيْنَ | (સાદિકીન) | સત્ય કહેનારા, સાચા, સત્યવાદી |
| 1724 | قٰنِتِيْنَ | (કાનિતીન) | હુકમ ઉઠાવનારા, આજ્ઞાનુવર્તી, ફરમાંબરદારી કરનારા |
| 1725 | قٰنِتٌ | (કાનિતુન) | ફરમાંબરદાર [એ.વ.] |
| 1726 | مُنْفِقِيْنَ | (મુન્ફિકીન) | દાન આપનારા, અલ્લાહના માર્ગમાં ખર્ચ કરનારા |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1727 | مُسْتَغْفِرِيْنَ | (મુસ્તગ્ફિરીન) | કસૂરોની માફી ચાહનારા, ક્ષમા ચાહવાવાળા, મગફિરત ચાહનારા |
| 1728 | اَسْحَارٌ | (અસ્હારુન) | રાત્રીની અન્તિમ ઘડીઓ, મળસ્કુ, રાતનો પાછલો હિસ્સો |
| 1729 | شَهِدَ | (શહિ-દ) | શાક્ષી આપી, ગવાહી આપી |
| 1730 | اَنَّهٗ | (અન્નહૂ) | કે તે, બેશક તે |
| 1731 | اُولُواالْعِلْمِ | (ઉલુલઈલ્મિ) | ઈલ્મવાળાઓ, જ્ઞાનીજનો |
| 1732 | قَآئِمٌ | (કા-ઈમુન) | કાયમ, સ્થાપના |
| 1733 | قِسْطٌ | (કિસ્તુન) | ન્યાય, ઈન્સાફ |
| 1734 | عَزِيْزٌ | (અઝીઝુન) | ગાલિબ, જોરાવર, પ્રબળ |
| 1735 | حَكِيْمٌ | (હકીમુન) | હિકમતવાળો |

| પારહ (ખંડ) 3 | 1/2 | પારહ : 'તિલ્કર્રુસુલુ' અરધો પારો પૂરો થયો |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1736 | سَرِيْعُ الْحِسَابْ | (સરીઉલ્હિસાબ) | જલ્દી હિસાબ લેનાર |
| 1737 | اَسْلَمْتُ | (અસ્લમ્તુ) | હું હુકમના તાબે થઈ ગયો, હું શરણે થઈ ગયો. |
| 1738 | وَجْهِيَ | (વજ્હિ-ય) | પોતાનું મોઢું, પોતાનું મસ્તક, રુખ મારું |
| 1739 | مَنِ اتَّبَعَنِ | (મનિત્તબઅનિ) | જેણે તાબેદારી કરી મારી, મારા અનુયાયીઓ [મૂળ છેલ્લો શબ્દ મારી છે. ટૂંકમાં વપરાયો છે.] |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1740 | تَوَلَّوْا | (તવલ્લૌ) | મોઢું ફેરવી લીધું તેમણે, ફરી ગયા તેઓ |
| 1741 | بَلٰغٌ | (બલાગુન) | પહોંચાડી દેજો |

| 2 | 11 | 10 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1742 | يَأْمُرُوْنَ | (યઅમુરૂન) | હુકમ કરે છે |
| 1743 | حَبِطَتْ (ح ب ط) | (હબિતત) | અકારત ગયા, બરબાદ થઈ ગયા. (હ–બ–ત) |
| 1744 | غَرَّ | (ગર્ર) | ધોકો આપ્યો, દગો આપ્યો |
| 1745 | مَا كَانُوْا يَفْتَرُوْنَ | (મા–કાનૂ–યફતરૂન) | જે કંઈ ઘડી કાઢયું હતું તેમણે |
| 1746 | كَيْفَ | (કૈફ) | કેવો, કેવી રીતે |
| 1747 | وُفِّيَتْ | (વુફ્ફિયત) | સંપૂર્ણ (બદલો) આપવામાં આવશે |
| 1748 | اَللّٰهُمَّ | (અલ્લાહુમ્મ) | હે અલ્લાહ |
| 1749 | مٰلِكَ | (માલિક) | માલિક |
| 1750 | مُلْك | (મુલ્ક) | સલ્તનત, સામ્રાજય, મુલ્ક |
| 1751 | تَشَآءُ | (તશા–ઉ) | તું ચાહે છે |
| 1752 | تَنْزِعُ (ن ز ع) | (તન્ઝિઉ) | તું ખૂંચવી લે છે, તું છીનવી લે છે (ન–ઝ–અ) |
| 1753 | تُذِلُّ | (તુઝિલ્લુ) | તું બેઈઝઝત કરે છે, તું હલકો પાડે છે |

Maktab-e-Ashraf

| | | | | |
|---|---|---|---|---|
| 1754 | يَدٌ | (યદ) | હાથ | |
| 1755 | اِنَّكَ | (ઈન્ન-ક) | બેશક તું | |
| 1756 | تُوْلِجُ (و ل ج) | (તૂલિજુ) | તું દાખલ કરે છે | (વ-લ-જ) |
| 1757 | لَيْلٌ | (લૈલુન) | રાત, રાત્રી | |
| 1758 | نَهَارٌ | (નહારુન) | દિવસ, દિન | |
| 1759 | اَوْلِيَآءُ | (ઓલિયા-ઉ) | દોસ્ત, મિત્ર | |
| 1760 | دُوْنَ | (દૂના) | વગર, સિવાય | |
| 1761 | فِيْ شَيْءٍ | (ફી-શૈઈન) | કોઈ મામલામાં, કોઈ બાબતમાં | |
| 1762 | تُقَاةٌ | (તુકાતુન) | બચાવ કરવો, આત્મ રક્ષણ કરવું | |
| 1763 | يُحَذِّرُ | (યુહઝ્ઝિરુ) | ડરાવે છે, બીવડાવે છે | (હ-ઝ-ર) |
| 1764 | نَفْسَهُ | (નફસહૂ) | પોતાની ઝાતથી, પોતાની પકડથી | |
| 1765 | مُحْضَرًا | (મુહઝરન) | રૂબરૂ, હાજર, મૌજૂદ | |
| 1766 | اَمَدًا بَعِيْدًا | (અ-મ-દમ્બઈદા) | લાંબું અંતર | |
| 1767 | رَءُوْفٌ | (રઊફુન) | બહુ જ માયાળુ, શફકત કરવાવાળો, કરુણામય | |

| 3 | 10 | 11 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1768 | ذُرِّيَّةٌ | (ઝુર્રિય્યતુન) | વંશજો, ઔલાદો, સંતાન [બ.વ. ઝુર્રિયાતુન] |
| 1769 | اِمْرَاَتُ | (ઈમ્રઅતુ) | સ્ત્રી, પત્ની, ઔરત, બીવી |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1770 | بَطْنٌ | (બત્નુન) | પેટ, ગર્ભ |
| 1771 | مُحَرَّرًا | (મુહર્રરન) | આઝાદ કરેલ |
| 1772 | وَضَعَتْ | (વઝઅત) | જણી, છોકરા જણ્યા |
| 1773 | وَضَعَ | (વઝ-અ) | જણવું, પ્રસવ કરવું |
| 1774 | اَلذَّكَرُ | (અઝ્ઝકર) | પુત્ર, મર્દ, પુરુષ |
| 1775 | اُنْثٰى | (ઉન્સા) | પુત્રી, સ્ત્રી, ઔરત |
| 1776 | سَمَّيْتُ (س م ی) | (સમ્મૈતુ) | નામ રાખ્યું મેં (સ-મ-ય) |
| 1777 | اُعِيْذُ (ع و ذ) | (ઉઈઝુ) | પનાહમાં આપ્યું મેં, પનાહમાં આપું છું (અ-વ-ઝ) |
| 1778 | اَنْبَتَ | (અમ્બ-ત) | ઉઠાવ્યું, લગાવ્યું, ઉગાવ્યું, ઉછેર્યું |
| 1779 | نَبَاتًا | (નબાતન) | ઉગાવવું, વધારવું, વિકાસ કરવો |
| 1780 | كَفَّلَ | (કફ્ફલ) | વાલી બનાવ્યો, પરવરિશના માટે સોંપ્યો, સંરક્ષણમાં સોંપ્યો |
| 1781 | مِحْرَابٌ | (મિહરાબુન) | રૂમ, કમરો, ઓરડો (ઈબાદતગાહો સાથે સંલગ્ન, જમીનની સપાટીથી ઊંચા બનાવેલા, ખાદિમો અને આલિમો માટેના ખાસ કમરા) |
| 1782 | اَنّٰى | (અન્ના) | ક્યાં, કેવી રીતે |
| 1783 | هُنَالِكَ | (હુનાલિક) | ત્યાં જ |
| 1784 | دَعَا | (દઆ) | અરજ કરી, પોકાર્યો, સાદ આપ્યો |
| 1785 | هَبْ | (હબ) | આપ, અર્પણ કર |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1786 | مِنْ لَّدُنْكَ | (મિલ્લદુન્ક) | તારા પાસેથી, તારા તરફથી |
| 1787 | مُصَدِّقًا | (મુસદ્દિકન) | સાક્ષી, ગવાહ, તસ્દીક કરનાર |
| 1788 | كَلِمَةٌ | (કલિમતન) | વાત, ફરમાન, કલામ, વાણી |
| 1789 | سَيِّدًا | (સય્યિદન) | સરદાર |
| 1790 | حَصُوْرًا | (હસૂરન) | સંયમી, પારસા, માસૂમ |
| 1791 | غُلٰمٌ | (ગુલામુન) | પુત્ર, છોકરો. [બ.વ. ગિલ્માન] |
| 1792 | كِبَرٌ | (કિબરુન) | વૃધ્ધાવસ્થા, ઘડપણ, બુઢાપો |
| 1793 | عَاقِرٌ | (આકિરુન) | વાંઝણી, વંધ્યા,<br>સંતતિ ન થતી હોય તેવી સ્ત્રી |
| 1794 | اَلَّا | (અલ્લા) | કે નહિ (મૂળ શબ્દ અન + લા છે) |
| 1795 | رَمْزًا | (રમ્ઝન) | ઈશારો, સંકેત |
| 1796 | سَبِّحْ | (સબ્બિહ) | પવિત્રતાનું વર્ણન કર, તસ્બીહ કર |
| 1797 | عَشِيٌّ | (અશિય્યુન) | સાંજ, સંધ્યા |
| 1798 | اِبْكَار | (ઈબ્કાર) | સવાર |

| 4 | 11 | 12 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1799 | اُقْنُتِي | (ઉક્નુતી) | ફરમાંબરદારી કર (સ્ત્રીના માટે) |
| 1800 | اَنْبَآءَ | (અમ્બા-ઉન) | ખબરો, સમાચારો |
| 1801 | نُوْحِيْ | (નૂહી) | અમે વહી મોકલીએ છીએ,<br>હુકમ મોકલીએ છીએ |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1802 | مَاكُنْتَ | (મા-કુન્તા) | ન હતો તું |
| 1803 | لَدَيْهِمْ | (લદૈહિમ) | તેઓની પાસે |
| 1804 | لَدَيْ | (લદૈ) | નજીક, પાસે |
| 1805 | اِذْيُلْقُوْنَ | (ઈઝ યુલ્કૂન) | જયારે નાંખતા હતા |
| 1806 | اَقْلَامْ | (અકલામો) | કલમો (એક વચન કલમુન) |
| 1807 | اَيُّهُمْ | (અય્યુહુમ) | કોણ તેમાંનો, તેઓમાંથી કોણ |
| 1808 | اَيٌّ | (અય્યો) | કોણ |
| 1809 | يَخْتَصِمُوْنَ | (યખ્તસિમૂન) | ઝઘડો કરતા હતા |
| 1810 | وَجِيْهًا | (વજીહા) | આબરૂવાળો, ઈઝઝતવાળો, સમ્માનિત |
| 1811 | مُقَرَّبِيْنَ | (મુકર્રબીન) | નજીકના લોકો, નિકટતમ |
| 1812 | مَهْدٌ | (મહદુન) | હિંચકા, ખોળો, પારણું |
| 1813 | كَهْلًا | (કહલન) | આધેડ વયનો |
| 1814 | بَشَرٌ | (બશરુન) | આદમી, માનવ |
| 1815 | قَضٰى | (કઝા) | મુકર્રર કર્યો, ફેસલો કર્યો, નિર્ણય કર્યો |
| 1816 | اَمْرًا | (અમરન) | કામ, હુકમ |
| 1817 | اَخْلُقُ | (અખ્લુકો) | બનાવું છું હું, પૈદા કરું છું હું |
| 1818 | طِيْنٌ | (તીનુન) | માટી, ગારો, મટોડી |
| 1819 | كَهَيْئَةِ | (કહૈઅતિન) | જેમ કે, જેવું કે |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1820 | طَيْرٌ | (તૈરુન) | પક્ષી, પંખી |
| 1821 | نَفْخٌ | (નફખુન) | ફૂંક મારવું |
| 1822 | اِذْنِ اللّٰهِ | (ઇઝનિલ્લાહિ) | અલ્લાહના હુકમ (પરવાનગી) થી |
| 1823 | اُبْرِئُ | (ઉબ્રિઉ) | સાજો કરું છું, સ્વાસ્થય આપું છું, આરોગ્ય આપું છું |
| 1824 | اَكْمَهٌ | (અકમહુ) | જન્મથી આંધળો, પૈદાઈશી આંધળો |
| 1825 | اَبْرَصٌ | (અબરસ) | કોઢવાળો, કોઢી |
| 1826 | مَوْتٰى | (મૌતા) | મુરદાઓ, મૃત્યુ પામેલાઓ, મૃતદેહો |
| 1827 | تَدَّخِرُوْنَ | (તદ્‌ખિરૂન) | ભેગું કરો છો, એકઠું કરો છો |
| 1828 | اَحَسَّ | (અહસ્સ) | જોયું, જણાયું, એહસાસ કર્યો |
| 1829 | اَنْصَارٌ | (અન્સારુન) | સહાયક, મદદગાર |
| 1830 | حَوَارِيُّوْنَ | (હવારિય્યૂન) | હઝરત ઈસા (અલૈ.)ના સહાબી, શિષ્ય સત્સંગી અથવા કપડાં ધોઈને સફેદ કરવાવાળા |

**નોંધ :-**

હઝરત ઈસા અલૈહિસ્સલામના ૧૨ (બાર) સાથીઓ અથવા સહાબાને **'હવારી'** કહેવામાં આવે છે. પ્રથમ જે બે માણસો તાબે થયા તે કપડાં ધોતાં હોવાથી **'હવારી'** કહેવાતા હતા. હઝરત ઈસા અલૈહિસ્સલામે તેઓને કહ્યું,

'કપડાં શું ધુઓ છો ? આવો તમને દિલોને ધોતાં શીખવું !'

આ સાંભળી તેઓ ઈમાન લાવી આપની સાથે થઈ ગયા. તે પછી તેમના બીજા સાથીઓનું પણ એ જ નામ પડી ગયું.

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1831 | نَحْنُ | (નહનો) | અમે |
| 1832 | مَكْرٌ | (મકરુન) | તદબીર (યુક્તિ) કરવું, દગલબાજી કરવું, પ્રયુક્તિ કરવું, છળકપટ કરવું |

| 5 | 13 | 13 |
|---|---|---|

| પારહ (ખંડ) 3 | 3/4 | પારહ : 'તિલ્કર્રુસુલો' પોણો પારો પૂરો થયો |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1833 | مُتَوَفِّيْكَ | (મુતવફ્ફીક) | તને પાછો બોલાવનાર છું, કોઈ હોદ્દેદારને તેના હોદ્દાથી પાછો બોલાવવો |
| 1834 | رَافِعٌ | (રાફિઉન) | ઉન્નત કરવાવાળો, બુલંદ કરવાવાળો |
| 1835 | يُوَفِّي | (યુવફ્ફી) | સંપૂર્ણ આપશે, પૂરેપૂરો આપશે |
| 1836 | أُجُوْر | (ઉજૂર) | બદલો, કર્મફળ, વળતર |
| 1837 | تُرَابُ | (તુરાબુ) | માટી, મટોડી |
| 1838 | نَبْتَهِلْ | (નબ્તહિલ) | આપણે દિલથી દુઆ કરીએ |
| 1839 | اِبْتِهَالٌ (ب ہ ل) | (ઈબ્તિહાલુન) | દિલથી દુઆ માંગવું, એકાગ્રતાથી દુઆ માંગવું (બ-હ-લ) |
| 1840 | قَصَص | (ક-સ-સ) | વાત, કિસ્સો, વાકિઅહ, વાર્તા, બયાન |

| 6 | 9 | 14 |
|---|---|---|

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1841 | تَعَالَوْا | (તઆલૌ) | આવો, આવી જાઓ |
| 1842 | سَوَآءٌ | (સવાઉન) | બરાબર, સરખું, સમાન |
| 1843 | اَرْبَابًا | (અરબાબન) | પાળવાવાળો, (રબનું બહુ વચન) |
| 1844 | هَا اَنْتُمْ | (હા-અન્તુમ) | હાં, તમે છો |
| 1845 | هٰـؤُلَآءِ | (હા-ઉલા-ઈ) | આ લોકો |
| 1846 | حَاجَجْتُمْ | (હાજજતુમ) | ઝઘડો કર્યો તમે, વિવાદ કર્યો તમે |
| 1847 | اَوْلَى النَّاسِ | (ઔલન્નાસિ) | વધારે નજીકના લોકો, નિકટતમ |

| 7 | 8 | 15 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1848 | طَآئِفَةٌ | (તા-ઈફતુન) | સમૂહ, વર્ગ, જમાઅત, જૂથ |
| 1849 | وَجْهَ النَّهَارِ | (વજહન્નહારિ) | દિવસના પહેલા ભાગમાં |
| 1850 | يَخْتَصُّ | (યખ્તસ્સુ) | ખાસ બનાવે છે, ધન્ય કરે છે |
| 1851 | تَاْمَنْ | (તઅમન) | અમાનત મૂકી દે, ભરોસો (વિશ્વાસ) કરે |
| 1852 | قِنْطَار | (કિન્તાર) | ધનનો ઢગલો, ખજાનો, અગાધ સમ્પત્તિ |
| 1853 | يُؤَدِّ | (યુઅદ્દી) | પરત કરી દેશે, લોટાવી દેશે, અદા કરી દેશે |
| 1854 | دُمْتَ | (દુમ્ત) | રહે તું |
| 1855 | قَآئِمًا | (કા-ઈમન) | શિર પર સવાર, ઊભેલો |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1856 | سَبِيْلٌ | (સબીલુન) | રસ્તો, માર્ગ [બ.વ. સુબુલુન] |
| 1857 | اَوْفٰى | (ઔફા) | પૂરું કર્યું, વચન પાળ્યું |
| 1858 | اَيْمَانٌ | (ઐમાન) | સોગંદો, કસમો |
| 1859 | خَلَاقٌ | (ખલાકુન) | હિસ્સો, ભાગ (સુફળ) |
| 1860 | يَلْوٗنَ | (યલઊન) | ફેરવી નાંખે છે, ફેરફાર કરી નાંખે છે, (ઉલટ ફેર કરી દે છે) |
| 1861 | اَلْسِنَتَهُمْ | (અલ્સિનતહુમ) | તેમની જીભો, ઝબાનો તેમની [એ.વ. : લિસાનુન] |
| 1862 | رَبَّانِيِّنَ | (રબ્બાનિય્યીન) | અલ્લાહવાળા, રબવાળા |
| 1863 | تُعَلِّمُوْنَ | (તુઅલ્લિમૂન) | શીખવો છો તમે, પઢાવો છો તમે |
| 1864 | تَدْرُسُوْنَ | (તદરુસૂન) | પઢો છો, સબક આપો છો |

| 8 | 9 | 16 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1865 | اِصْرِيْ | (ઈસ્રી) | મારો કરાર, પ્રતિજ્ઞા |
| 1866 | يَبْغُوْنَ | (યબગૂન) | તેઓ શોધે છે, ચાહે છે |
| 1867 | طَوْعًا | (તૌઅન) | ખુશીથી, ઈચ્છાથી |
| 1868 | كَرْهًا | (કરહન) | ના ખુશીથી, અનિચ્છાથી |
| 1869 | يَبْتَغِ | (યબતગિ) | ચાહશે |
| 1870 | جَآءَ | (જા-અ) | આવ્યો |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1871 | لَا يُخَفَّفُ | (લા-યુખફફફુ) | સજા ઘટશે નહિ, હલ્કો કરવામાં ન આવશે |
| 1872 | اَصْلَحُوْا | (અસ્લહૂ) | સુધરી ગયા |
| 1873 | اِزْدَادُوْا | (ઈઝદાદૂ) | વધતા ગયા |
| 1874 | مِلْءُ الْاَرْضِ | (મિલઉલ્અર્ઝિ) | પૃથ્વી ભરીને |
| 1975 | ذَهَبًا | (ઝહબન) | સોનું |
| 1876 | اِفْتَدٰى | (ઈફતદા) | ફિદયો આપ્યો (છુટકારાના બદલામાં જે ધન આપવામાં આવે) |
| 1877 | اَلِيْمٌ | (અલીમુન) | દુઃખ દાયક, દર્દનાક |

| 9 | 11 | 17 |
|---|---|---|

## جُزْءَ : لَنْ تَنَالُوْا

## પારા નં 4 : લન તનાલૂ

| | | | |
|---|---|---|---|
| 1878 | لَنْ | (લન) | હરગિઝ નહિ, કદી નહિ |
| 1879 | تَنَالُوْا | (તનાલૂ) | મેળવશો, પ્રાપ્ત કરશો |
| 1880 | نَيْلٌ | (નૈલુન) | મેળવવું, પ્રાપ્ત કરવું |
| 1881 | اَلْبِرَّ | (અલ્બિર્રે) | નેકી |
| 1882 | طَعَامٌ | (તઆમુન) | ખોરાક, ખાવાની વસ્તુઓ, ખાદ્ય પદાર્થો |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1883 | حِلًّا | (હિલ્લન) | હલાલ, ખાવાના લાયક |
| 1884 | حَرَّمَ | (હર્રમ) | હરામ કર્યો |
| 1885 | اِفْتَرٰى | (ઈફતરા) | બાંધી લીધો, ગઢી લીધો |
| 1886 | كَذِبَ | (કઝિબ) | જૂઠું બોલ્યો |
| 1887 | صَدَقَ | (સદક) | સાચું ફરમાવ્યું, સત્ય કહ્યું |
| 1888 | حَنِيْفًا | (હનીફન) | એકાગ્ર, એકનિષ્ઠ |
| 1889 | وُضِعَ | (વુઝિઅ) | મુકર્રર કરવામાં આવ્યું |
| 1890 | لَلَّذِيْ | (લલ્લઝી) | અલબત્ત તે, નિસ્સંદેહ તે |
| 1891 | بَكَّةَ | (બક્કા) | મક્કા શરીફ |
| 1892 | مَقَامُ اِبْرٰهِيْمَ | (મકામુ ઈબ્રાહીમ) | ઈબ્રાહિમ (અલૈ.)ના ઊભા રહેવાની જગા ઈબાદતના માટે |
| 1893 | اٰمِنًا | (આમિનન) | સલામતીવાળો, શાન્તિ ધામ |
| 1894 | حِجُّ الْبَيْتِ | (હિજ્જુલ્બૈતિ) | બૈતુલ્લાહની હજ |
| 1895 | اِسْتَطَاعَ | (ઈસ્તતાઅ) | નજીકના, પહોંચવાની શકિત ધરાવનાર |
| 1896 | لِمَ | (લિમા) | કેમ, શા માટે |
| 1897 | تَصُدُّوْنَ | (તસુદ્દૂન) | રોકો છો (મૂળશબ્દ : સદદ) |
| 1898 | تَبْغُوْنَ | (તબ્ગૂન) | તમે શોધો છો |
| 1899 | عِوَجًا | (ઈવજન) | વાંકાપણું, કુટિલતા |
| 1900 | يَرُدُّوْا | (યરુદ્દુ) | ફેરવી દેશે (મૂળશબ્દ : રદદ) |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1901 | تُتْلٰى | (તુત્લા) | પઢવામાં આવે છે |
| 1902 | يَعْتَصِمْ | (યઅતસિમ) | મજબૂત પકડી લે, ભરોસો કરી લે |
| 1903 | اِعْتِصَام | (ઈઅતિસામ) | મજબૂત પકડવું, દ્રઢ આશ્રય લેવો |

| 10 | 10 | 1 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1904 | حَبْلٌ | (હબ્લુન) | રસ્સી, દોરી |
| 1905 | جَمِيْعًا | (જમીઅન) | સર્વે એકત્ર થઈને, બધાં ભેગા થઈને |
| 1906 | اَعْدَآءً | (અઅદા-ઉન) | દુશ્મન |
| 1907 | اَلَّفَ | (અલ્લફ) | ઉલ્ફત આપી, મુહબ્બત આપી |
| 1908 | اَصْبَحْتُمْ | (અસ્બહતુમ) | બની ગયા તમે, થઈ ગયા તમે |
| 1909 | اِخْوَانًا | (ઈખ્વાનન) | ભાઈ ભાઈ |
| 1910 | شَفَا | (શફા) | કિનારે, કાંઠે |
| 1911 | حُفْرَةٌ | (હુફ્રતુન) | ખાડો |
| 1912 | اَنْقَذَ | (અન્કઝ) | ઉગાર્યા, છોડાવ્યા, બચાવ્યા |
| 1913 | وَلْتَكُنْ | (વલ્તકુન) | અને થવું જોઈએ |
| 1914 | اُمَّةٌ | (ઉમ્મતુન) | એક સમુદાય, એક જમાઅત |
| 1915 | تَبْيَضُّ (ب ي ض) | (તબ્યઝ્ઝુ) | સફેદ (તેજસ્વી) હશે (બ-ય-ઝ) |
| 1916 | وُجُوْهٌ | (વુજૂહુન) | ચહેરા [એ.વ. : વજહુન] |
| 1917 | تَسْوَدُّ | (તસ્વદ્દુ) | કાળાં હશે |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1918 | تُرْجَعُ | (તુરજઉ) | રજૂ કરવામાં આવશે, પરત કરવામાં આવશે |
| 1919 | الْاُمُوْرُ | (અલઉમૂરૂ) | દરેક કામ, સર્વે કાર્ય |

| 11 | 8 | 2 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1920 | خَيْرَ اُمَّةٍ | (ખૈર-ઉમ્મતિન) | સર્વશ્રેષ્ઠ સમુદાય, લાભદાયી ઉમ્મત |
| 1921 | اُخْرِجَتْ | (ઉખ્રિજત) | પયદા કરવામાં આવી, ઉત્પન્ન કરવામાં આવી, કાઢવામાં આવી |
| 1922 | تَنْهَوْنَ | (તનહૌન) | તમે મના કરો છો |
| 1923 | مُنْكَرٌ | (મુનકર) | ખરાબ વાત |
| 1924 | اَذًى | (અઝન) | તકલીફ, કષ્ટ |
| 1925 | اَدْبَارَ | (અદબાર) | પીઠ ફેરવીને (એ.વ. : દુબુરુન) |
| 1926 | بَاءَ | (બા-અ) | પાત્ર થયા, હકદાર થયા, અધિકારી થયા |
| 1927 | عَصَوْا | (અસૌ) | ના ફરમાની કરી તેઓએ, કહેવાનું ન માન્યું |
| 1928 | كَانُوْا يَعْتَدُوْنَ | (કાનૂ-યઅતદૂન) | હદથી વધી જતા હતા, અત્યાચાર કરતા હતા |
| 1929 | اِعْتِدَآءٌ | (ઈઅતિદાઉન) | હદથી વધી જવું, અત્યાચાર કરવું |
| 1930 | لَيْسُوْا | (લૈસૂ) | નથી તે |
| 1931 | سَوَآءٌ | (સવા-ઉન) | બરાબર, સરખા, સમાન |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1932 | اَنَآءَ | (આનાઅ) | સમય, વખત, ઘડીઓ |
| 1933 | يُسَارِعُوْنَ | (યુસારિઊન) | ઉતાવળ કરે છે, જલ્દી કરે છે |
| 1934 | خَيْرٰت | (ખૈરાત) | નેક કામ, સત્કર્મ, ભલાઈના કાર્ય |
| 1935 | صٰلِحِيْنَ | (સાલિહીન) | નેક બંદાઓ, સદાચારી, સાલિહ લોકો |
| 1936 | لَنْ يُّكْفَرُوْا | (લંય્યુકફરૂ) | બેકદરી થશે નહિ તેમની, ઈન્કાર ન કરવામાં આવશે તેમનો |
| 1937 | لَنْ تُغْنِيَ | (લન-તુગ્નિય) | કામમાં ન આવશે |
| 1938 | رِيَاحٌ | (રિયાહ) | પવન, હવા |
| 1939 | صِرٌّ | (સિર્રુન) | હિમ, તીવ્ર ઠંડી |
| 1940 | حَرْثٌ | (હરસુન) | ખેતી |
| 1941 | بِطَانَةً | (બિતાનતુન) | ગાઢ દોસ્ત, રાઝદાર, અન્તરંગ |
| 1942 | لَايَأْلُوْنَ | (લા-યઅલૂન) | ન ઓછું કરશે, કંઈ કચાશ ન રાખશે |
| 1943 | خَبَالًا | (ખબાલન) | વિનાશ, બરબાદી, તબાહી |
| 1944 | وَدُّوْا | (વદ્દૂ) | ચાહયું, પસંદ કર્યુ |
| 1945 | عَنِتُّمْ (ع ن ت) | (અનિત્તુમ) | દુઃખમાં પડો તમે (અ-ન-ત) |
| 1946 | بَدَتْ | (બદત) | જાહેર થઈ ગઈ, સ્પષ્ટ થઈ ગઈ |
| 1947 | بَغْضَآءُ | (બગઝા-ઉ) | દુશ્મની, નારાજી, વૈરભાવ |
| 1948 | اَفْوَاه | (અફવાહ) | મોઢાં (એ.વ. : ફવહુન) |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1949 | هَآنْتُمْ اُولَآءِ | (હા-અન્તુમ-ઉલા-ઈ) | તમે તે લોકો છો |
| 1950 | عَضُّوْا | (અઝઝૂ) | કરડી ખાધું તેઓએ |
| 1951 | عَضٌّ | (અઝઝુન) | કરડી ખાવું |
| 1952 | اَنَامِلَ | (અનામિલ) | આંગળિઓ |
| 1953 | غَيْظٌ | (ગૈઝુન) | ક્રોધ, ગુસ્સો, આવેશ |
| 1954 | مُوْتُوْا | (મૂતૂ) | મૃત્યુ પામો, મરી જાઓ |
| 1955 | بِذَاتِ الصُّدُوْرِ | (બિઝાતિસ્સુદૂર) | દિલોના ભેદો, હૃદયની વાત |
| 1956 | تَمْسَسْكُمْ (م س س) | (તમ્સસ્કુમ) | લાગે, સ્પર્શ કરે તમને, અડકે તમને (મ-સ-સ) |
| 1957 | تَسُؤْهُمْ | (તસુઅહુમ) | ખરાબ લાગે તેઓને, માઠું લાગે તેમને |
| 1958 | فَرْحٌ | (ફરહુન) | ખુશ થવું |
| 1959 | كَيْدٌ | (કૈદુન) | ચાલ, કાવતરું |

| 12 | 11 | 3 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1960 | غَدَوْتَ (غ د و) | (ગદૌત) | સવારે ચાલ્યો તું (ગ-દ-વ) |
| 1961 | تُبَوِّئُ | (તુબવ્વિઉ) | જગા બતાવી, ગોઠવ્યો, સ્થાયી કર્યો |
| 1962 | بَوَّأَ | (બવ્વઅ) | જગા આપવી, ગોઠવવું, સ્થાયી કરવું |
| 1963 | مَقَاعِدَ | (મકાઈદ) | બેસવાની જગા |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1964 | قِتَالٌ | (કિતાલુન) | જંગ, લડાઈ, યુધ્ધ |
| 1965 | هَمَّ | (હમ્મ) | ઈરાદો કરવો |
| 1966 | طَآئِفَتٰنِ | (તાઈફતાનિ) | બે ટોળાઓ, બે જમાઅતો, બે સમૂહો, બે જૂથો |
| 1967 | تَفْشَلَا | (તફશલા) | કાયર થઈને પીછે હઠ કરે |
| 1968 | فَشَلٌ | (ફશ્લુન) | પીછે હઠ કરવી, બુઝદિલી કરવું, કાયરતા દર્શાવવી |
| 1969 | بَدْر | (બદ્ર) | બદ્રની લડાઈ, જંગે બદર |
| 1970 | اَذِلَّةٌ | (અઝિલ્લતુન) | અશક્ત, ઝલીલ, કમઝોર |
| 1971 | اَلَنْ | (અલન) | શું નથી |
| 1972 | يُمِدَّ | (યુમિદ્દ) | સહાય કરે, મદદ કરે |
| 1973 | ثَلٰثَةِ اٰلَافِ | (સલાસતિ આલાફિન) | ત્રણ હજાર (૩૦૦૦) |
| 1974 | مُنْزَلِيْنَ | (મુન્ઝલીન) | ઉતારેલ, મોકલાવેલ |
| 1975 | بَلٰى | (બલા) | કેમ નહિ, બલ્કે |
| 1976 | فَوْرٌ | (ફૌર) | ઓચિંતા, તરત જ, તત્કાળ, ફૌરન |
| 1977 | خَمْسَة | (ખમ્સતિ) | પાંચ (5) |
| 1978 | مُسَوِّمِيْنَ | (મુસવ્વિમીન) | નિશાનીવાળા |

| પારહ (ખંડ) 4 | 1/4 | પારહ : 'લન તનાલૂ' પા પારો પૂરો થયો |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1979 | بُشْرٰى | (બુશ્રા) | પ્રસન્નતા, ખુશ ખબરી |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1980 | تَطْمَئِنَّ | (તત્મઈન્ન) | ઈત્મીનાન થઈ જાય, સંતોષ થઈ જાય |
| 1981 | قَطَعَ | (ક-ત-અ) | કાપવું, અલગ કરવું |
| 1982 | طَرَفًا | (ત-ર-ફન) | હિસ્સો, ભાગ, તરફ, બાજૂ |
| 1983 | كَبَتَ | (ક-બ-ત) | રૂસ્વા કરવું, બેઈઝઝત કરવું, જલીલ કરવું |
| 1984 | يَنْقَلِبُوْا | (યન્કલિબૂ) | પાછા ફર્યા, પલટી ગયા (ક્રાંતિ, ઈન્કિલાબ) |
| 1985 | خَآئِبِيْنَ | (ખા-ઈબીન) | નિષ્ફળ, અસફળ, ના મુરાદ |

| 13 | 9 | 4 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 1986 | اَضْعَافًا | (અઝઆફન) | બે ગણું, ડબલ |
| 1987 | مُضٰعَفَةً | (મુઝાઅફત) | અનેક ગણું, વધતું-ચઢતું, ચક્રવૃધ્ધિ |
| 1988 | اُعِدَّتْ | (ઉઈદ્દત) | તૈયાર કરી દેવામાં આવી |
| 1989 | سَارِعُوْا (س ر ع) | (સારિઊ) | જલ્દી દોડો (સ -ર-અ) |
| 1990 | عَرْضٌ | (અરઝુન) | પહોળાઈ, વિસ્તાર |
| 1991 | سَرَّآءِ | (સર્રાઉન) | ખૂશી, સુ:ખ |
| 1992 | ضَرَّآءِ | (ઝર્રાઉન) | તંગી, દુ:ખ, સખ્તી |
| 1993 | كٰظِمِيْنَ | (કાઝિમીન) | પી જનાર, રોકનાર, કાબૂ રાખનાર, સંયમ રાખનાર |
| 1994 | غَيْظَ | (ગૈઝ) | ક્રોધ, ગુસ્સો |
| 1995 | عَافِيْنَ | (આફીન) | માફ કરનાર, ક્ષમા કરનાર |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 1996 | فَاحِشَةٌ | (ફાહિશતુન) | નિર્લજ્જ કામ, બે હયાઈ, અશ્લીલ કર્મ |
| 1997 | ذُنُوبٌ | (ઝુનૂબ) | ગુનાહો, પાપો |
| 1998 | لَمْ | (લમ) | નથી, નહીં |
| 1999 | يُصِرُّوْا | (યુસિર્રૂ) | જિદ કરવું, હઠ કરવી |
| 2000 | نِعْمَ | (નિઅમ) | ઘણું સારું, સુંદર |
| 2001 | عٰمِلِيْنَ | (આમિલીન) | કામ કરનારાઓ, સાધના કરનારાઓ |
| 2002 | سُنَنٌ | (સુનન) | રીતભાત, પ્રણાલી |
| 2003 | سِيْرُوْا | (સીરૂ) | ફરો, સૈર કરો, પરિભ્રમણ કરો |
| 2004 | عَاقِبَةٌ | (આકિબતુન) | પરિણામ, અન્જામ |
| 2005 | بَيَانٌ | (બયાનુન) | બયાન, સ્પષ્ટ વકતવ્ય, સ્પષ્ટ વાણી |
| 2006 | مَوْعِظَةٌ | (મૌઇઝતુન) | નસીહત, શીખામણ, બોધ |
| 2007 | لَا تَهِنُوْا | (લા-તહિનૂ) | હિમ્મત ન હારો, સુસ્તી (આળસ) ન કરો, હતાશ ન થાઓ |
| 2008 | اَعْلَوْنَ | (અઅ લૌન) | ચઢિયાતા રહેશો, ઊંચા રહેશો |
| 2009 | قَرْحٌ | (કરહુન) | ઘા, ઝખ્મ, આઘાત, ઠોકર |
| 2010 | مَسَّ | (મસ્સ) | લાગ્યો, અડકયો, સ્પર્શ કર્યો |
| 2011 | اَيَّامٌ | (અય્યામ) | દિવસો (એ.વ. : 'યૌમ') |
| 2012 | نُدَاوِلُ | (નુદાવિલુ) | અમે ફેરબદલ કરતા રહીએ છીએ |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 2013 | يُمَحِّصَ | (યુમહિહસ) | તે ગુનાહોના મેલથી પવિત્ર કરે છે, તે વિશુધ્ધ કરે છે |
| 2014 | تَمْحِيْص | (તમ્હીસ) | શુધ્ધ કરવું, પવિત્ર કરવું |
| 2015 | مَحْقَ | (મહકુન) | મિટાવવું, નાશ કરવું, નષ્ટ કરવું |
| 2016 | تَمَنَّوْنَ | (તમન્નોન) | તમે ઝંખના રાખતા હતા, તમે તમન્ના કરતા હતા |

| 14 | 14 | 5 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 2017 | أَ | (અ) | શું |
| 2018 | فَ | (ફ) | પછી, છેવટે, એટલે |
| 2019 | اِنْ | (ઈન) | જો, અગર |
| 2020 | اَفَاِنْ | (અ-ફ-ઈન) | શું પછી જો |
| 2021 | مَاتَ | (માત) | મૃત્યુ પામે, મરી જાય |
| 2022 | اِنْقَلَبْتُمْ | (ઈન્કલબ્તુમ) | ફરી જશો, મુરતદ થઈ જશો |
| 2023 | اَعْقَاب | (અઅકાબ) | પાછા પગે, એડિઓ, ઊંધા પગે |
| 2024 | كِتٰبًامُّؤَجَّلًا | (કિતાબમ્મુ અજ્જલન) | ચોકક્સ વખત, નિર્દિષ્ટ સમય, નિર્ણિત સમય |
| 2025 | كَاَيِّنْ | (ક-અય્યિન) | કેટલાયે, ઘણાં બધાં |
| 2026 | رِبِّيُّوْنَ | (રિબ્બિય્યૂન) | અલ્લાહના બંદાઓ, અલ્લાહવાળાઓ, ખુદાપરસ્ત લોકો |
| 2027 | وَهْنٌ | (વહ્નુન) | હિમ્મત હારવું, ઢીલા પડવું |

Maktab-e-Ashraf

| | | | |
|---|---|---|---|
| 2028 | لِمَآ | (લિ-મા) | જે કંઈક, માટે, જો કે |
| 2029 | اَصَابَ | (અસાબ) | પડી (મુસીબત પડવી) |
| 2030 | ضُعْفٌ | (ઝુઅફુન) | કમજોરી, દુર્બળતા |
| 2031 | مَااسْتَكَانُوْا | (મસ્તકાનૂ) | ઢીલા ન પડયા, ન ઝુકયા, આજિઝ ન થયા |
| 2032 | اِسْرَافٌ | (ઈસ્રાફ) | હદથી વધવું, અતિરેક, અત્યાચાર |
| 2033 | ثَبِّتْ | (સબ્બિત) | જમાવી રાખ, સાબિત રાખ, મકકમ રાખ, દ્દઢ રાખ |
| 2034 | حُسْنٌ | (હુસ્નુન) | સરસ, ઘણો સારો, ખૂબ સુંદર |

| 15 | 5 | 6 |
|---|---|---|

| | | | |
|---|---|---|---|
| 2035 | نُلْقِيْ | (નુલ્કી) | અમે નાંખીશું |
| 2036 | رُعْبٌ | (રુઅબુન) | ભય, રોબ, ધાક |
| 2037 | سُلْطٰنًا | (સુલ્તાનન) | દલીલ, પ્રમાણ |
| 2038 | بِئْسَ | (બિઅસ) | ઘણું ખરાબ, ખૂબ જ નઠારું |
| 2039 | مَثْوٰى | (મસ્વા) | રહેઠાણ, ઠેકાણું |
| 2040 | تَحُسُّوْنَ | (તહુસ્સૂન) | તમે કાપી રહ્યા હતા, તમે કતલ કરતા હતા |
| 2041 | فَشِلْتُمْ (ف ش ل) | (ફશિલ્તુમ) | ઢીલા પડી ગયા, લપસી ગયા, ફરી ગયા. (ફ-શ-લ) |
| 2042 | تَنَازَعْتُمْ | (તનાઝઅતુમ) | વિરોધ કર્યો તમે |

Maktab-e-Ashraf

